ડીટેકટીવ વાલ્યુમ ન ૪

# સન્મિત્ર કે શયતાન.

પ્રયોજક—શંકરલાલ નાથજીભાઇ શુકલ.
માતર નિવાસી.

પ્રકાશક.
શંકરલાલ નાથજીભાઇ શુકલ.
ડીટેકટીવ "અમરસિંહ" "ભેદકખૂન" "પ્રેમપિંજર ક
કાળરાત્રિનું ખૂની ખંજર" વિગેરેના કર્ત્તા



સોલ એજન્ટ:—શુકલ બ્રધર્સ.
૨૬ પ્રિન્સેસ સ્ટ્રીટ—મુંબાઇ નં. ૨.
તથા
હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર.
૨૬૩૦, પાનકોર નાકા—અમદાવાદ.



પ્રથમાવૃત્તિ. પ્રત ૧૦૦૦
સંવત ૧૯૭૨ સન ૧૯૧૬



કિંમત રૂ. ૧-૦-૦

# અર્પણ પત્રિકા.

પરમકૃપાળુ સદ્દગુણાલંકૃત

## મ્હેરબાન અબદેરેહેમાનખાન મિરખાન પઠાણ.

પોલિસ સબ-ઈન્સપેકટર સાહેબ-આણંદ

આપ કૃપાળુની મ્હારા ઉપર અતિશય મતના છે, અને મ્હારા શુભચિંતક તરીકે આપ સદા મ્હને શુભ સલાહ આપો છો, સદા સર્વદા શત્રુ મિત્રનુ ભલુ કરવામાં આપ સતત્ ઉત્સુક રહો છો, ગરીબો પર દયાળુ દૃષ્ટિથી વિલોકો છો ઉદાર અને કદરવાન બની લેખકો અને વિદ્વાન વર્ગની કદર કરી તેમનુ સન્માન કરવામાં તત્પરતા દર્શાવો છો, વળી સદ્‌વૃત્તિ, શુભ નીતિ, પરમાર્થ વૃત્તિ, કાર્ય દક્ષતા અને નિરાભિમાનીપણુ હમેશા, આપના સઘળા કાર્યોમા ઝળકતુ જણાય છે વિગેરે અનેક સદ્દગુણોથી આકર્ષાઈ આ મ્હારા તરફથી પ્રકટ થતુ "**સન્મિત્ર કે શયતાન**" નામનુ લઘુ પુસ્તક આપને અર્પણ કરૂ છુ, તે સ્વિકારી શેવકને આભાગી કરશોજી. એવી આશા છે. " સુજ્ઞેષુ કિં બહુના ? "

ડાસરા-પ્રાણનિવાસ. તા. ૧-૪-૧૬

લી. આપનો સ્નેહાધિન

**શંકરલાલ નાથજીભાઈ શુકલ.**



## ગઝલ.

અરવિંદ જન આનંદ દો, ભિનાવતારી હે વિભુ,
બલભદ્રના બંધુ અહોનિશ, રક્ષજો અવનિ પ્રભુ. ૧
દેવદેવાધિ મહા બલ, બાણુ રસ જ્ઞાનાબ્ધિ હો.
રચનાર સૃષ્ટિ હે દયાળુ, નગધરા સુખ શાન્તિદો ૨
હે ગદાધર ચક્રધર, પરમેશ્વરા રાજી રહો,
માધવ મોરારી બંસીધર, ઠાકોર દુઃખ સઘળાં દહો ૩
નગધર પશુપતિ ગણપતિ, નટવર સદા રક્ષણ કરો,
ખાનપાન ધનાદિ સમ્પતિ, શ્રીહરિ ભરપૂર ભરો ૪
પ્રાણમસ્ત સમન્ત જગમા ભાનુ સમ કિર્ત્તિ વધો,
"શંકર" મઝા કૈલાસને, સુરલોક સાં રાજી બધો ૫





# સ્નેહાભિનંદન.



ભૂષણ કાવ્ય શિરોમણી, યાચકના વિશ્રામ.
સતત્ સ્નેહ વરસાવતા અહોનિશ આઠે જામ ૧
કોવિદ કાવ્ય કલાનિધી, વચન સુધા સમ ક્ષિર,
બુદ્ધિસાગર ગુણનિધી, નિર્મળ યશ ગંભીર ૨
પ્રેમ પયોધિ પ્રવિણ જગ '**મસ્તપ્રાણ**' ગુણ ખાણ,
'**જાદવ**' સુત નાગર સુભગ '**નટપુર**' વાસી નિદાન ૩
'**પુરૂષોત્તમ**' આપો સુયશ, '**ત્રિભુવન**' અવિચળ નામ,
'**માધવ**' '**હરિ**' યુગ યુગ જીવો, '**શંકર**'ના પ્રિય 'પ્રાણ' ૪



# પ્રસ્તાવના.



કુદરતને અનુસરી દિનપ્રતિદિન જગતમા અનેક પ્રકારના ફારફેરો થયા કરે છે તેવીજ રીતે મનુષ્યના સ્વભાવો અને વૃત્તિઓ પણ બદલાઇ જતા ભાઈ ભાઈનુ, પુત્ર પિતાનુ, પત્ની પતિનુ, તથા મિત્ર મિત્રનુ પોતાના સ્વાર્થને અનુસરી અશુભ કરતા ડરતા નથી તેમજ ઉપર ઉપરથી હિત દર્શાવનારાઓ પેટમા વિષની જ્વાળાઓના સમુહને વિટાળી રાખી પલકમા ખલકમા હતા ન્હોતા બનાવી દેવાના પ્રયત્નો આદરે છે તેવા મનુષ્યોથી ડરતા રહેવા તથા સમય પરત્વે સાવચેત રહેવાના સાધનો મળે અને જનસમાજનુ હિત સધાય એટલા માટેજ આ ન્હાનકડુ પુસ્તક લખવાનો પ્રયત્ન આદરી ત્હેને "**સન્મિત્ર કે શયતાન**" નુ નામ આપી જનસમાજની સમક્ષ મૂકવામા આવેલુ છે વાચકવૃંદ તેને યોગ્ય સત્કાર આપી કુમિત્રોથી અને સ્વાર્થ સાધુઓથી આ પુસ્તક વાચી સાવધ રહેવા પ્રયત્ન કરશે તો લખકનો મનોભાવ સિદ્ધ થશે, એવી અભિલાષા છે કિં બહુના

**ઠાસરા-પ્રાણનિવાસ**
તા ૧-૪-૧૬

**પ્રયોજક.**

# અનુક્રમણિકા.



# સન્મિત્ર કે શયતાન?



## પ્રકરણ ૧ લું.



### મૃત્યુ મુખે પડેલી મહિલા.



કરેલા પાપ પાતાળે, ઉઘાડા થાય છે પળમા,
ગુન્હેગારો ગણે છાના, જુએ તે કોઈ જળ સ્થળમા

"ખોટી વાત! ખોટી વાત! તુ તદ્દન જુઠુ બોલે છે?" એક સદ્ગૃહસ્થ જેવા જણાતા ત્રીસેક વર્ષની ઉમ્મરના પરદેશીય પહેરવેષમા સજ્જ થયેલા, બૂટ, સ્ટોકીંગ અને સોનેરી ફ્રેમના ચસ્મા નાકે ચઢાવી, ઘરમા કાંઈપણ અટકાવ સિવાય ચાલ્યા આવતા એક યુવકે ઘરના દ્વાર બંધ કરતા કરતા ક્રોધપૂર્ણ સ્વરે ઉપર પ્રમાણે કહ્યું આ બોલનાર યુવક બીજો કોઈ નહિ પરતુ દાક્તર ગોકળદાસ હતો

"નહિ મહેરબાન! નહિ, ખોટી વાત નથી! મારે જુઠું બોલવાનું કાંઈપણ કારણ નથી?"

એક વિશેક વર્ષની પરમ રૂપવતી રમણીએ ઉતાવળે ઉતાવળે તેના સ્હામે આવી દુ:ખીત સ્વરે કહ્યું.

બન્નેના મુખ ઉપર અતિશય દારૂણ દૃઢતા દેખાવા લાગી. તેમને જોઇ બીજા જોનારને સહજમાં સમજાઈ આવે તેમ હતુ કે કવિની પંક્તિમાં લેખાતો અને દાક્તર તરીકે પોતાની દુકાન ચલાવતો ગોકળદાસ તે સ્ત્રીના ભયથી ભય પામેલો હતો, છતા મહા મહેનતે પોતાના મનને મજબુત રાખી, ગાભીર્યનું રક્ષણુ કરી રહ્યો હતો. કોઇપણ અનિવાર્ય કારણને લીધે આજે તે આ રમણીના હાથમા ફસાયો હતો

ગોકળદાસને મૌન ધારણ કરી ઉભો રહેલો જોઈ, છ છેડાયલી નાગણ સમાન ગર્જતી તે રમણી કહેવા લાગી.– ‘ મિથ્યાવાદી ! અવિશ્વાસી ! ખૂની ! ખોટુ બોલોછો ? મને પણ ઠગવાનો પ્રયત્ન કરો છો ?”

રમણીના હૃદયભેદક શબ્દો સાભળી દાક્તરનું હૃદય કંપાયમાન થવા લાગ્યું, તેના ઓઠ ફડફડવા લાગ્યા, કંઠ રૂંધાઈ ગયો, અતિ કષ્ટે તેણે ઉત્તર આપ્યો ‘ ખોટી વાત ! ખોટી વાત ! તુ તદ્દન ખોટુ બોલે છે.”

રમણી મંદમંદ હાસ્ય કરતા બોલી ઉઠી –“ બસ ! જવાબ તો આટલોજ આવડે છે ને ? બીજો કાંઈ ઉત્તર તો મળતોજ નથીને ? વધારે તો કાંઇ બોલવાનું નથીને ? વારૂ ! એતો ઠીક, પરંતુ ઉપર જે સ્રીનુ શબ પડેલું છે, તેનુ શુ તમે ખૂન કર્યું નથી ? ખરૂં કહેજો ? હુ સઘળુ જાણુ છુ જુઠાનો આવરદા કેટલી ઘડી રહેશે, તે બરાબર વિચારજો તમે ધાર્યું હશે કે તે વખતે હું ભર ઉંઘમા ડુબી ગઇ હતી, પણ તેમ નોહોતું મે તમારી સઘળી લીલા પડે પડે જોઈ હતી. વિશ્વાસઘાતક ! તેણે પોતાના હાથેજ

આત્મહત્યા કરી છે, એમ દુનિયામાં દેખાડવાને માટે તમે તેના મુખમાં કારબોલિક એસિડની શીશી ઉંધી વાળી નહોતી ? તેના મુખની અ દર તમે તે શીશી બળપૂર્વક ખોસી દીધી નહોતી ?"

"હે ! શુ તે મરી ગઈ છે ?"

"મરી ગઇ નથી તો શું જીવતી છે ? હુ તમારી આગળ ખોટુ કહુ છું એમ સમજો છો ?"

"ત્યારે ખરેખર મરીજ ગઇ છે ?"

"હા ! હા ! મરી ગઇ છે મરી ગઇ છે ! હું કહુ છું કે તે મરી ગઇ છે ! તમારા હાથેજ તેનુ મોત થયું છે ! તમેજ તેનું ખૂન કર્યું છે ! અને મે તે સઘળું મારી પોતાની આ ખેજ જોયું છે ! હુ કાઈ આધળી નહોતી, કે તમારા તે કૃત્યને જોઇ શકુ નહિ. તમારા જેવાની સોબતે રહેનાર, તમારી સાથે ફરનાર, તમારી સાથે મિત્રતા કરનાર, અને તમારા ઉપર ઉપરના ખોટા પ્રેમમાં ફસાનાર, સઘળાને તમે આધળા બનાવવાનું ચૂકો તેમ નથી ! જોકે હુ નઠારી છુ, છતા આ સમયે તેથી પણ અધિક નઠારી બની છુ, તો પણ તમારા જેવી તદ્દન દુષ્ટ બની નથી !"

"એતો ઠીક ! પરતુ હવે તુ શું કરવા માગે છે ?" ડાક્તરે બહુજ થડકતા અવાજે પૂછ્યું તેનું શરીર વધુ વધુ ક પવા લાગ્યું. પોતાના અ તરમા તે અર્ધ મૃતાવસ્થા ભોગવવા લાગ્યો

રમણીએ કહ્યુ –" શું કરવા માગુ છું, અગર તો શું કરીશ તેનો સઘળો આધાર તમારા વચનો ઉપરજ અવલ બી રહેલો છે !"

"તારૂં શું કહેવું છે ?"

"હું જે કહીશ તે તમારે કબુલ છે?"

"જલદીથી કહી નાંખ્ય, કે મારે શું કરવાનું છે?"

"ઠીક! ત્યારે પ્રથમથીજ કહી બતાવું છું. જુઓ! નરોતમદાસની સ્ત્રી મણીબાઈ સાથે તમે જાર કર્મમાં પડેલા હતા! નરોતમદાસ તમને પોતાના બંધુ સમાન ગણી બહુજ પ્રિતિભાવ રાખે છે! દાક્તર સમજી કોઈ વાતે અંતર અગર અવિશ્વાસ નહિ રાખતા સર્વસ્વ સમર્પણ કરવા સુધી તૈયાર રહે છે. વિદ્વાન અને કવિ તરીકે તમારૂં માન વધારવાને માટે તમારી પાસે પૂસ્તકો લખાવી પોતાના મિત્રો પાસે પ્રગટ કરાવરાવે છે, અને તમને ઉદાર આશ્રય અપાવે છે સ્નેહી તરીકે તેમના મિત્રવર્ગમાં તમારૂં માન વધારવાને માટે મહાન પ્રયત્ન કરે છે તમને બે પૈસાની સારી પ્રાપ્તિ થાય, તે માટે અન્ય ડીગ્રી ધારણ કરનારા દાક્તરો પાસે દવા લેવા જનારા તેમના સ્નેહી સંબંધીઓ, તથા લાગવગવાળાઓને તમારી પાસે દવા લેવા, અને દામ અપાવવા મોકલે છે આટલું બધું તમારા તરફ તેમનું અંતર્નું વલણ, પ્રેમ, અને પરોપકારવૃત્તિ હોવા છતાં, તેઓ ના જાણે તેવી રીતે તમે તેમની સ્ત્રીને વ્યભિચારીણી બનાવી, તેમના સર્વસ્વનો નાશ કર્યો છે! તમારા આ પાપમય દુષ્કૃત્યોને હજી સુધી તેઓ જાણતા નથી, અને અદ્યાપિપર્યંત તેઓ તમને સદ્‌ગુણી તથા સુહાદ સમજી વિશ્વાસની નજરથી નિહાળે છે! પોતાની સ્ત્રીને સતિ સમજી ત્હેના મૃત્યુના શોકમાં મગ્ન રહે છે, અને ઘરના દ્વાર બંધ કરી તેને સાધ્વી સમજી વારવાર સંભારી અશ્રુ સારે છે!"

"પછી આગળ?"

એ શબ્દો મુખ બહાર નીકળતા પહેલા દાક્તરે અનેક ક્ષણુ અગાઉથી પોતાના મનને કાબુમા લીધુ હતુ. આત્મસયમવડે તેણે મુખ ઉપર કલ્પીત્ હાસ્ય આણ્યુ હતુ, અને ધીમે ધીમે તે રમણીની સમીપમા આગળ વધતો જતો હતો.

દાક્તરને સ્મિતહાસ્ય કરતો જોઇ રમણીના ક્રોધમા અતિશય ઉમેરો થયો. તેને આગળ વધતો જોઇ તેણે ઉત્તર આપ્યો ! દુરાત્મા ! હજી પણ હસવુ આવે છે ? શરમ આવતી નથી ? પાપી ! કરેલા પાપનો પશ્ચાતાપ પણ થતો નથી ? ધિક્કાર છે !

દાક્તર રમણીના શબ્દો સાભળી અટ્ટહાસ્ય કરવા લાગ્યો. પત્થર પર પડતા પાણીથી જેમ પત્થરને કાઇ પણ અસર ના થાય, તેવી રીતે તે રમણીના તિરસ્કાર ભરેલા શબ્દોથી તેના મનમા કાંઈ પણ સતાપ થતો હોય, તેવુ દેખાતુ નહોતુ, પરતુ પોતાની બહાદુરીના વખાણ થતા સાભળી જેમ મિથ્યા ભિમાનીઓ મલકાઇ હાસ્ય કરે છે, તેમ અધિકાધિક શબ્દ પ્રહાર થતા અધિકાધિક હસવા લાગ્યો. આ તેનુ હસવુ આનદનુ નહોતુ, પરતુ તેના પોતાના અતરમા છુપાયેલી દુષ્ટ વાસના, અને પૈશાચિક વૃત્તિના પ્રચડ પૂરાવાનુ હોઇ, અતરના મનોરથના પ્રતિબિંબ રૂપે પ્રકટપણે દેખાતુ હતુ

રમણી તેનુ વિચિત્ર પ્રકારનુ હસવુ જોઇ ખૂબજ ક્રોધે ભરાતાં કહેવા લાગી “ પાપાત્મા ! પાખડી ગોકળદાસ ! શુ તમે એમ સમજો છો, કે અજાણુ થવાથી મારે હાથે તમારૂ રક્ષણુ થશે ? ના ! ના ! એમ સમજશો નહિ ? ”

“ પછી ?” ”

"પછી, એજ કે એક વર્ષ પેહેલાં હુ પવિત્ર દેવી સ્વરૂપિણી હતી. તમે દૂષ્ટેજ મને મા રી તે પવિત્રતામાંથી પતિત કરી છે. મારા સર્વસ્વ શેષરૂપ પવિત્રપણાનો નાશ કર્યો છે. મારૂં સત્યાનાશ વાળ્યુ છે, માટે આજે હુ તમને જે જે કહીશ તે તે તમારે કબૂલ કરવુ પડશે!" •

"ત્યાર પછી?"

"જુઓ સાભળો! હુ સઘળી હકીકત જાણુ છુ! મારી પાસે તેનો પ્રબળ પૂરાવો છે! તમેજ'રાક્ષસરૂપે મણીબાઇને ઝેર આપી તેના પ્રાણ હરણ કર્યા છે! હુ જાણુ છુ કે મારે પેટે પણ તમારાથીજ ગર્ભ રહેલો છે એ ગર્ભના રક્ષણ માટે તમે આજેજ મારી સાથે લગ્ન કરવાને કબૂલ થાઓ! તમારે બે સ્ત્રીઓ છે, તે પણ જાણુ છુ! સતાનો છે તે પણ સમજુ છુ! નાત જાતમા જરા આબરૂવાળા છો તેની ખબર છે છતા પણ વિશેષમા મારી સાથે લગ્ન કરવુ જ પડશે! તમારી નાતમા એક ઉપર બીજી અને બીજી ઉપર ત્રીજી બૈરી કરવાનો રિવાજ છે, તે મારા જાણવામા છે તમારી જ્ઞાતિના ઘણા લોકો તેમ કરે છે! હુ વિવાહ થયા પછી એક પળ પણ તમારી સાથે રહેવા માગતી નથી. તમે વચનના કેવા સાચા છો, તે હુ બરાબર જાણુ છુ! તમે તમારી પેહલી સ્ત્રીને કહ્યુ હતુ, કે તારામાજ સતોષ માની બેસી રહીશ! સુધારકોમા ખપવા લખ્યુ હતુ, કે એકથી વધુ સ્ત્રીઓ પરણનાર ઇશ્વરના અપરાધી થાય છે, છતા પોતાના તે વચનોને ગળી જઈ, લોકની લાજને લોપી, મિત્રોનાં મ્હેણાં ટૂણા'સહન કરીને તમે બીજી સ્ત્રી કરી છે, સો પછી ત્રીજી સાથે

લગ્ન કરવામાં શું હરકત છે? જણાવશો કે વિષયવાસનાનું ઝેર અન્યને ખવરાવી, હવે પોતે તે આરોગવામા શું નડતર છે? સ્વહસ્તે ઓઢારી લીધેલું દુઃખ ભોગવતાં અસંતોષ ધરવો, એ શું રીત છે? છતા હું તમારી સાથે વિવાહ કરી રહેવા માગતી નથી કે ગર્ભમા રહેલા તમારા બાળકને માટે તમારી મીલકતમાથી ભાગ પડાવવી નથી! ફક્ત તમારી સાથે લગ્ન થયુ છે, એટલુ જ કહેવ-રાવવા ચાહુ છુ. પછી તમે તમારે રસ્તે અને હું મ્હારે રસ્તે છુ. લગ્ન પછી તમારૂ મુખ જોવાની મ્હારી ઇચ્છા નથી. તમારા જેવા નરાધમનું મુખ જોવામા પણ મહાન પાપ છે બોલો શું કહો છો? કેમ આજે રાત્રેજ વિવાહ કરવાને તૈયાર થાઓછોને? ચાલો. જવાબ દો. પાપનુ પ્રાયશ્ચિત કરવા તૈયાર થાઓ"

રમણીના શબ્દો દાક્તર ગોકળદાસની છાતીની અંદર શરની સમાન સાલવા લાગ્યા તેના મુખ ઉપર દેખાતી ખોટી હાસી તદ્દન નાશ પામી તેના મનમા ખાત્રી થઇ, કે આ સ્ત્રી જે પ્રમાણે કહે છે, તે પ્રમાણેજ કરશે જ્ઞાતિ શુ કહેશે? મિત્રો શું કહેશે? સમાજ શુ કહેશે? એજ મહાન્ ચિંતામા તેનો કંઠ રૂંધાઇ ગયો તે કાંઇપણ પ્રત્યુત્તર આપી શક્યો નહિ

ગોકળદાસને મુનિવૃત ધારણ કરી ઉભો રહેલો જોઇ રમણીના કોપની સિમા રહી નહિ તે અત્યંત ઉત્તેજીત સ્વરે બોલી – "બોલો, શું કહો છો? જવાબ આપો. કબુલ નહિ થાઓ તો કાલે સવારેજ સઘળી વાત બહાર પડશે. તમને મણીબાઇના ખૂની તરીકે ખુલ્લા કરીશ ફાસીને લાકડે લટકાવરાવવાનો પ્રયત્ન આદરીશ, તમે તેને માટેજ લાયક છો. હજી વાત બહાર આવી નથી,

સે જાણ્યું નથી, ત્યા સુધી માર્ગ છે. તે જાણશે તો પૂરાવો મેળવવા પ્રયત્ન કરશે. ખરા ખોટા સાક્ષીઓ ઉભા કરશે, અને પછીથી તમારી શુ ગતિ થશે તેનો વિચાર કર્યો છે ?"

દાક્તરે કાંઈપણ ઉત્તર આપ્યો નહિ. શુ કહેવું તે તેને સૂઝયું નહિ. તે એકીદૃષ્ટે રમણીના મુખ સામુજ જોતો ઉભો રહ્યો કેવી રીતે આ આવેલી વિપત્તિના વાદળને દૂર કરવું એજ વિચારમા મગ્ન બન્યો તેને આવી રીતે મૌન્યપણુ ધારણ કરી ઉભો રહેલો જોઈ રમણીએ આગળ ચલાવ્યું

"યાદ રાખજો કે કેવળ મુખથી હા કહેવાથીજ મુક્તિ મળશે નહિ, ઠગીને છૂટવા માગશો તો છૂટાશે નહિ ' જુઓ, આ ટેબલ ઉપર ખડીઓ, કાગળ અને કલમ પડયા છે, તે વડે લખી આપો, કે આજેજ હુ ત્હારાથી પુનર્લગ્ન કરીશ, એટલુંજ નહિ, પણ બીજુ જે જે કહીશ તે લખવુ પડશે? નહિતો–" એ પ્રમાણે બોલતી બોલતી તે સ્ત્રી ટેબલની સમીપમા કેટલાક પગલા આગળ ચાલી.

તે સ્ત્રીને ટેબલના સ્હાસું મુખ રાખી ચાલતી નિહાળી, સમયની રાહ જોતો દાક્તર જેમ ભૂખથી વ્યાકૂળ બનેલો વાઘ શિકાર નજરે પડતા તેને પકડવાને માટે ફાળ મારે, તેવી રીતે એકદમ છલ ગ મારી તે સ્ત્રીના ઉપર તૂટી પડયો, ને તેનુ ગળુ બન્ને હાથ વડે રાક્ષસી બળે પકડી તેને જોરથી દબાવતો ઘરની અ દરના ભાગમા ઘસડી જવા લાગ્યો.

તે સ્ત્રી પણ પોતાનામા હતા તેટલા બળવડે પોતાના પ્રાણનુ રક્ષણ કરવાનો પ્રયત્ન કરવા લાગી તેણે મોટેથી બૂમ મારવાનો પ્રયત્ન કર્યો, કિન્તુ તેમ બની શકયું નહિ. ક્રમે ક્રમે

તેનાં ચક્ષુઓ ફાટવા લાગ્યાં, શરીર અને કપાળ પરથી પરસેવાનાં બિંદુઓ ટપકવા લાગ્યા પળે પળે પ્રાણાન્તની ઘડીઓ સમિપમા દેખાવા લાગી, ગાત્રો શિથીલ બની ગયા શરીર શિતળ બનવા લાગ્યું અને બળ તદ્દન નાશ પામ્યું

ગોકળદાસે તેને શિથીલ બની ગયેલી જોઇ પૃથ્વી પર પટકી, ને તેના ઉપર ચઢી બેસી નિ શબ્દે અતની ઘડીઓ ગણુવાં લાગ્યો. રમણીની જીહ્વા બ્હાર નિકળી આવી. પ્રાણુની ઘડીઓ ગણી થાકેલા ગોકળદાસના મુખ પર પુન હાસ્ય પ્રગટ થવા લાગ્યું આ સ્ત્રી હવે આ જીવનમા તો પોતાના વિરૂદ્ધ કાઇ પણુ કરી શકશે નહિ, એવી પાકી ખાત્રી થઈ

એટલામા એકાએક વજ્ર સમાન ગભીર શબ્દધ્વનિ તેને કાને પડયો જે તરફથી તે અવાજ કાને પડયો, તે તરફ તેણે પોતાની નજર ફેરવી તો પોતાની પાછળની બાજુએ એક પુરૂષ વ્યક્તિને હાથમા પિસ્તોલ લઇ ઉભેલી જોઇ.

તે ઉભેલી વ્યક્તિએ ગોકળદાસને કહ્યુ.—"નરાધમ! દૂર હઠી જા, નહિ તો હમણાજ ગોળી બ્હાર કરીશ ?"

દાક્તર હમેશનો પરિચીત અવાજ સાભળી વિચારમા પડયો, અને તે સ્ત્રીને પડતી મૂકી એકદમ ઉભો થયો. દાક્તરને પોતાના ઉપરથી ઉઠી ગયેલો જોઇ રમણીના મુખમાથી અસ્ફૂટ શબ્દો બહાર આવ્યા "આ કોણુ બોલે છે ?" એ પ્રમાણે કહી તેણે એક ઉડો અને ગભીર નિશ્વાસ મૂકયો.

ગમ રાખનો જેહને, જગ કો માગણ હાર,
મનુષ્ય મજુરી આપતા, (તો) કયમ ભૂલે કિરતાર.

# પ્રકરણ ૨ જું.

## દુઃખમાંથી ઉદ્ધાર.

સ્નેહ શોકનુ મૂળ છે, સ્નેહ સુખ દાતાર,
સ્નેહ શુદ્ધ જે હૃદયમા, તૂચ્છ ગણે સસાર

નરોતમદાસને પોતાની પત્ની મણીબાઇ ઉપર અત્યત પ્રેમ હતો. તેનુ હૃદય એટલુ તો તેના તરફ માયાળુ હતુ, કે તે તેના શોકમા એક વખત તદ્દન ગાડા જેવો બની ગયો પોતાના પરમ પ્રેમની પ્રતિમા પોતાને જન્મ પર્યંતને માટે ત્યજીને ચાલી ગયેલી જોઇ, તેને પોતાના જીવન ઉપર કટાળો આવ્યો હતો હવે પોતે દેહ ધારણ કરી રહેવામા કાઇ સુફળની આશા રાખતો નહોતો વ્હાલી વિના જીવનને અકારૂ સમજતો હતો, અને તેથી સ્વર્ગમા સિધાવેલી સુદરી સાથે ફરીથી મળવાની આશાએં પ્રાણત્યાગ કરવાના દૃઢ નિશ્ચય ઉપર આવ્યો હતો. પોતાના મન પરનો કાબુ પોતાના હાથમા નહિ રહી શકવાથી ગાડાની માફક પોતાની પત્નીનું સ્મરણ કરતો કરતો ઘરના બારણા બધ કરી આખા ઘરમા ફરતો હતો.

ફરતા ફરતા તેણે સહસા પોતાના ટેબલના એક તરફના ખાનાને બહાર તાણી મ્હાડર્યું, તેની અદર પડેલી પિસ્તોલને પોતાના હાથમા લીધી, અને જોયું તો તે ભરેલી હતી પોતાના હાથેજ પોતાના કપાળની અદર તે મારી આત્મહત્યા કરવાનો વિચાર કર્યો. એકાએક તેના મનમા એક આશકા ઉપસ્થિત

થઇ. મારા આવી રીતે આત્મઘાત કરવાથી વખતે કોઈના ઉપર વહેમ લાવવાનુ પોલિસ કર્મચારીઓને કારણ મળશે, અને તેઓ વહેમને વશ બની નિરપરાધિ મનુષ્યોને સતાવશે કેટલાકને ગુન્હો મનાવવાને બ્હાને ત્રાસ આપશે, અને તે સઘળાનો દોષિત હુ બનીશ તેમની કળકળતી આતરડીઓ મને કેટલો બધો શ્રાપ આપશે? નહિ, નહિ! હુ કોઇને પણ મારા માટે દુ:ખ ઉત્પન્ન થાય તેવો માર્ગ ગ્રહણ કરીશ નહિ

તરતજ નરોતમદાસ,પિસ્તોલને ખીસ્સામા મૂકી પોતાના દિવાનખાનાની અ દર ગયો, અને કાગળ કલમ લઈ લખવા બેઠો.

" મારી પત્નીના મૃત્યુથી મારૂ જીવન મને બહુજ નિ:રસ અને નિષ્કામ જણાય છે, તેથી હુ મારી હૃદયની દેવીને મળવાની મહાન્ આશાએ પરલોક ગમન કરૂ છુ મે મારી પોતાની ઈચ્છાથીજ મારે પોતાને હાથેજ આત્મઘાત કર્યો છે. કોઇપણ મનુષ્યને મારા મૃત્યુ પછી મારૂ ખૂન કરવાને બ્હાને વિપત્તિમા ઉતરવાનો સમય ના આવે, તે માટે મે મારા સ્વહસ્તેજ આ લેખ લખ્યો છે

" નરોતમદાસ "

આ પ્રમાણે પત્ર લખી તે તરતજ પાછો પ્રથમ હતો તે સ્થળે આવ્યો કેટલાક સમય પર્યંત આમ તેમ આટા મારી ફરીથી તેણે પિસ્તોલ હાથમા લીધી, અને કહેવા લાગ્યો. " પરમાત્મન્! મને ક્ષમા કરજે. '

એ રીતે પરમેશ્વરની પ્રાર્થના કરી તે આત્મહત્યા કરવાના ઈરાદે પિસ્તોલ છોડવા તૈયાર થયો. એટલામા એકાએક તેના

ઘરના દ્વાર કોઇએ ઉઘાડી નાખ્યાં; અને એક વ્યક્તિ કોઇને હાક મારી નીચે પ્રમાણે કહેતી સભળાઈ. "અહિયા આવો. અહિયા આવો ! મારે તમને કાઇક ગુપ્ત વાત કહેવાની છે."

પોતાની મૂર્ખાઈનુ સાહસ બીજા મનુષ્યના જાણવામા આવશે, એવા ભયને લીધે નરોત્તમદાસ જલદીથી એક પડદાને ઓથે જઇને ઉભો રહ્યો, અને હવે જે કરવાનુ હશે, તે આવેલા માણસોના પાછા ગયા પછીથીજ થશે, એમ વિચારવા લાગ્યો.

નરોતમદાસના ઘરમા કાઈ પણ બોલ્યા ચાલ્યા સિવાય એક સ્ત્રી આવીને ઉભી રહેલી હતી તેનો પગરવ સાભળતાજ નરોતમદાસ ત્યાથી પડદા પાછળ ચાલ્યો ગયો હતો તે સ્ત્રી નરોતમદાસની પત્ની મણિબાઇની શિક્ષક-મોતીબાઇ હતી

મોતીબાઇની પાછળ વિદેશીય કપડામા સજ થયેલો એક પુરૂષ આવી ઉભો રહ્યો હતો આવેલા પુરૂષને નરોતમદાસે બરાબર રીતે ઓળખ્યો હતો તે નરોતમદાસનો પ્રિય મિત્ર ડાકટર ગોકળદાસ હતો. મોતીબાઇએ તેમજ ગોકળદાસે નરોતમદાસને છૂપાઈ જતા જોયો નહોતો.

મોતીબાઇએ પોતાની પાછળ ગોકળદાસને આવેલો જોઈ તેને કહ્યુ -"શા માટે મારી પાછળ પાછળ આવ્યા છો શું કાઇ ભય લાગે છે ?"

દાકતરે કહ્યુ :-નહિ ! ભય લાગતો નથી, પરતુ અવિશ્વાસ આવે છે. બોલ તારે કહેવાનુ હોય તે કહી નાખ્ય શુ કહેવા માગે છે. ચાલ બોલી દે."

મોતીબાઇએ બહુજ ધીમેથી. કહ્યુ:-"મણિબાઇ મરી ગઇ છે."

"એ વાત કહેવાને માટેજ તે મને અહીં બોલાવી આણ્યો છે?"

"ના."

"ત્યારે શું કરવા?"

"મને લાગે છે કે તમે સાભળવા માગો છો, કે-મણિબાઈ શા કારણથી મરી ગઇ છે?"

"તે તો સહુ કોઇ જાણે છે"

"ના ના! સહુ જાણે છે તે ખોટુ છે. ખરૂં તો તમે તેના મૂખમા ઝેર રેડી દીધુ છે, અને તે શીશી તેના મુખમા રાખી છે, તેથીજ તે મરી ગઈ છે ખરી વાત ખુલ્લી પડી નથી, ત્યા સુધીજ મજાહ છે"

મોતીબાઇએ આ પ્રમાણે કહેવાથી દાકતર ગોકળદાસ બારણુ ઉઘાડી પાછો વળવાને માટે તેયાર થયો. તેને નાશી જતો જોઇ મોતીબાઇએ કહ્યુ -"કેમ નાશી જવાની તૈયારી કરવી છે કે? ચાલો, ત્યારે હુ જ બહાર આવી રસ્તામા આવતા જતા સઘળા મનુષ્યોને કહુ છુ કે આ ખૂની છે, માટે એને પકડો."

ઘરના દરવાજા બહાર નિકળેલો દાકતર ફરીથી ઘરની અદર આવ્યો. તેને પાછો આવેલો જોઇ મોતીબાઇને હસવું આવ્યું.

દાકતરે પાછા આવી મોતીબાઇને પૂછ્યુ.-"બોલ શુ કહેવા માગે છે?"

મોતીબાઇએ ગભીર સ્વરૂપ ધારણ કરી કહ્યું:-દાક્તર

સાહેબ ! હું એજ કહેવા માગું છું કે, આપેજ મણિબાઇનું ખૂન કર્યુ છે.”

“ખોટી વાત છે.”

“ખોટી નહિ પણ ખરી વાત છે. મે તે મારી નજરો નજર જોયું છે.”

“દાકતરનો પિત્તો હાથ રહ્યો નહિ, તેણે આગળ જણાવી ગયા પ્રમાણે મોતીબાઇનું પણ ખૂન કરવાની કોશિષ કરી.

મોતીબાઇનુ ખૂન થતું જોઈ નરોતમદાસ પડદા પાછળથી બહાર નિકળી આવ્યો. તેણે તે બન્નેમા થયેલી સઘળી વાતચીત સપૂર્ણપણે સાભળી હતી.

જે સ્રીને તે પતિવૃતા માનતો હતો, જેને માટે તે થોડા સમય પહેલા આત્મહત્યા કરવાને તૈયાર થયો હતો, તે કૂલટાને પોતાનાજ પરમસ્નેહિ દાકતર ગોકળદાસ સાથે વ્યભિચાર કરવાને તૈયાર બનેલી જાણી નરોતમદાસના મનની સ્થીતિ અવર્ણનિય થઈ પડી હતી. મરણ પામેલા મનુષ્યના મુખના કરતા તેનુ મુખ અતિષય ફીકકુ પડી ગયેલું દેખાવા લાગ્યુ.

આ વખતે મોતીબાઇ મૂર્ચ્છિત થઇને પૃથ્વીપર પડેલીહતી.

નરોતમદાસના વચન સાંભળી દાકતર એકદમ ચમકીત થઇને ઉભો થઇ ગયો, અને ક્ષણવાર પર્યંત નરોતમદાસના મુખ સ્હામું જોઇ રહ્યો. તેનુ મુખ અને તેના ચક્ષુઓ જોઇ ભય પામતો દાકતર મૂર્છિત થઇ પડેલી મોતીબાઇને મૂર્છિત અવસ્થામાંથી જાગૃત કરવાને ઇરાદે તેની પાસેજ પૃથ્વી પર બેસી

ગયો. નરોતમદાસ પણ પોતાની પિસ્તોલ ડાકતરનાજ સ્હામી ધરીને અડગપણે ઉભો રહ્યો.

"પાણી ! પાણી લાવો." મોતીબાઇએ બેભાન અવસ્થામાં કહ્યુ.

ભયંકર સ્વરે નરોતમદાસે પોતાની નજર અને પિસ્તોલ ડાકતરના સ્હામી રાખી, પાસેં પડેલા કુજામાથી પાણીનો પ્યાલો ભરી લાવવા ડાકતર ગોકળદાસને જણાવ્યુ. ગોકળદાસ કાંઇ પણ નહિ બોલતા કંપતો કંપતો, ઉભો થયો, અને જલદીથી પાણી લઇ આવી મોતીબાઇના મુખ ઉપર છાંટવા લાગ્યો, તથા કેટલાંક ટીપા તેના મુખમાં મૂક્યા. .

કેટલીક વારે મોતીબાઇએ સહજ શુદ્ધિમા આવી પોતાના નેત્રો ઉઘાડયા, અને મૃદુકંઠે કહ્યુ –"હું ક્યા છુ ?"

નરોતમદાસે જવાબ આપ્યો. "તમે સુરક્ષિત સ્થળે છો, હુંવે કાંઈ ભય નથી સદ્‌ભાગ્યે હું વખતસર આવી પહોચ્યો, નહિ તો તમારૂં જે થવાનુ હતુ, તે થઈ ગયું હોત પરંતુ અંત સમયે આવી પોહોચી મે તમારા પ્રાણનુ રક્ષણ કર્યું છે."

નરોતમદાસનો અવાજ સાભળી મોતીબાઇ ચમકી ઉઠી, અને ધ્રૂજતી ધ્રૂજતી ઉભી થઈ એક બાજુ પર ખસી જવા પ્રયત્ન કરવા લાગી તેની તે મહેનત નિષ્ફળ ગઈ; શક્તિહીન બની ગયેલી તે સહજ પણ આગળ ચાલી શકી નહિ. કાંઇ પણ ઉપાય નહિ જોતા છેવટે તે પાસે પડેલી એક આરામખુરસી ઉપર બેસી ગઇ, અને કાંઇક બોલવાનો પ્રયત્ન કરવા લાગી. નરોતમદાસે તેને આગળ બોલતા અટકાવી કહ્યું. "મોતીબાઇ !

સ્ત્રીઓ હમેશાં વાચાળ હોય છે આ સમય મ્હારે સ્ત્રીઓની રસિક વાચાળતા સાંભળવાનો નથી, માટે કાંઇ પણ નહિ બોલતાં ગુપચૂપ બેસી રહો, અને શું થાય છે, તે જોયા કરો. ”

નરોતમદાસનો કઠોર સ્વર સાભળી મોતીબાઇના મનમાં ભય ઉત્પન્ન થયો. તેણે એક શબ્દ પણ બોલવાની હીમ્મત ધરી નહીં.

નરોતમદાસે દાકતરના તરફ ફરી કહ્યુ :–“ દૂરાત્મા ! જો સાંભળ. હુ આ ઘરની અદર એક પત્ર લખીને આવ્યો છુ મે મારી સ્ત્રીના વિયોગમા આત્મહત્યા કરવાનો નિશ્ચય કરી એ પત્ર લખેલો છે, કે જેથી મારી પાછળ કોઇને પણ મારા મૃત્યુના સબધમા દુ.ખ સહન કરવાનો સમય આવે નહિ મારા સ્હામું જો. હુ કાઇ તમારી વાતો સાભળવા કે તમારી સાથે વાત કરવાને ઇરાદે આવ્યો નથી, પણ ગુપ્ત રીતે તમારી વાતો સાભળીને મને ખરી હકીકત સમજાઇ ગઇ છે. મારા જ્ઞાનચક્ષુઓ ખુલી ગયા છે. જે સ્ત્રીનો તેનો સ્વામિ આટલો બધો વિશ્વાસ કરતો હતો, તે આટલી બધી કૂલટા હશે, એવુ મારૂ સ્વપ્નમા પણ ધારવુ નહોતુ. અને તે પણ કોની સાથે ? સ્વામીના અતરના બધુ સમાન પરમ સ્નેહિ સાથે ? એવા નરાધમ દૂરાત્માનુ ખૂન કરવામા આવે તો તે ખૂન કરનારને ફાસી મળે ? કેવો વિચિત્ર કાયદો છે ? કેવું વિચિત્ર ન્યાય બધન છે ? ’

વળી કેટલાક સમય પર્યંત મૌન્ય રહી નરોતમદાસે પોતાનુ બોલવાનુ શરૂ કર્યું. “ કિન્તુ આ બનેલા બનાવ તરફ જોતા તેવી કૂટિલ સ્ત્રીના કમબખ્ત અને વિશ્વાસઘાતક યારનુ ખૂન કરનાર તે સ્ત્રીના સ્વામિને ફાસિને લાકડે લટકાવાનો સમય

આવશે નહિ. પોલિસને તેને માટે પ્રયત્ન કરવાની કે તપાસ કરવાની જરૂર રહેવાનો સમય રહેશે નહિ. જે કારણને અનુસરી સ્વામિ આ મામલાની અંદર નરાધમ વ્યભિચારી મિત્રનું ખૂન કરવા તૈયાર થયો છે, તેજ કારણે ખૂની પોતાની આત્મહત્યા કરવાને પાછો પડશે નહિ, કે ક્ષણભર પણ વિચાર કરશે નહિ. જેણે પેહેલાંથીજ આત્મહત્યા કરવાનો નિર્ણય કર્યો છે, તેને હાથેજ પરમાત્માએ આ નિંધનિય વાતનો અંત આણવાને માટે તે મહા પાપીને તેના પાપનુ ફળ ચખાડવાનો સમય પ્રાપ્ત કરાવ્યો છે.

નરોતમદાસનું ગાંભિર્ય, તેનો દૃઢ સંકલ્પ, તેના દૃઢતાના નિશ્ચયથી ભરેલા વાકયો વિગેરે હીલચાલ સાભળી ગોકળદાસ અને મોતીબાઇના હોસકોસ ઉડી ગયા. તેઓ પથ્થરની મૂર્ત્તિ સમાન જડવત્ બની ગયા. તેમના શરીરમાથી ભયને લીધે પરસેવાના બીદુઓ વહેવા લાગ્યા.

નરોતમદાસે ડાકટરને ફરીથી બહુજ નમ્રભાવે, નમસ્કાર કરતા અને તેમની કૃતઘ્નતા માટે શાબાશી આપતા કહ્યુ –કવિ કૂલાગાર દાક્તર ગોકળદાસ એચ ડી મહાશય! યાદ રાખજે કે તુ જીવત અવસ્થામા આ ઘરમાથી બહાર નિકળી શકે તેમ નથી. તેમ કરવા પ્રયત્ન કરશે તો ફાવી શકશે પણ નહિ.”

સજ્જન સમજી મન વિષે, છીદ્ર ઢાકવા ચ્હાય;
મુરખ મન સમજ્યા વિના, કરતા મર્કટ ન્યાય.

---

# પ્રકરણ ૩ જું.

## રમણી કે રાક્ષસી ?

કુટિલા કામીનીઓની, કુટીલતા નાશ નવ થાએ,
શુશિલા સદ્‌ગુણે રાચી, જીવન દાતા યશો ગાયે

ડાક્તરનુ મુખ મરણ પામવાની ઘડી ઉપર આવી લાગેલ મનુષ્યની માફક તદન બદલાઈ ગયું. તેનો ચેહરો બીલકુલ નિસ્તેજ અને ફીકકો પડી ગયો. તેનો કઠ અને તાળવુ સૂકાઇ ગયા. તેનું શરીર મૃતવત્ બનતુ ચાલ્યુ.

મોતીબાઇનુ મુખ પણ તેવુજ અવર્ણનિય બની ગયું હતુ. પવનથી હાલતા પત્રોની માફક તેની દેહલતા પણ થરથર કપવા લાગી હતી.

નરોતમદાસે તેના સ્હામે ફરીને કહ્યુ.—"તારૂ અનિષ્ટ કરવાનો મારો ઈરાદો નથી. તે મારૂ કાઇ પણ બગાડયું નથી. અમારા બન્ને જણાના પ્રાણોની આહૂતિ આ ડાક્તરે પ્રજ્વલિત કરેલા યજ્ઞ કુડમા અપાઈ ગયા પછી તારે અહિથી બહાર જઇ જે કાઇ કરવાનુ હોય તે સુખેથી કરજે. આ પાપાત્મા પુરૂષેજ મારી સાથે તારૂં પણ સત્યાનાશ વાળ્યુ છે એટલા માટે તારી સ્હામેજ તેને તેના કુકર્મોનો બદલો આપવાનો મે નિશ્ચય કર્યો છે, કે પછી કોઇ પણ પ્રકારે ચિતા કરવાનું કે દુ:ખ પામવાનું તારે રહેશે નહિ. તરતજ તેણે ડાક્તરના તરફ નજર ફેરવી

કહ્યું:–"મિત્રવર્ય ! તમે મારી સ્ત્રીને વ્યભિચારીણી બનાવીનેજ અટક્યા નથી, પરંતુ તેને ઝેર આપીને મારી નાંખી છે, ઔષધ સમજી તે તમારા હાથથી આપવામાં આવેલા ઝેરને પી ગઇ છે. તમારી તે મેહેનતના મેહેનતાણાના બદલ તમને યોગ્ય ઇનામ આપવું જોઇએ. તમારી લાયકાત અનુસાર મને આપવા યોગ્ય દંડ આ પૃથ્વીમાં જે કાંઈ છે તે હું તમને મારા પોતાના હાથેજ હમણાં આપુ છું; કિન્તુ તે તમારી કૃતિ અનુસાર જોઇએ તેટલી યોગ્ય યોગ્યતાવાળો નહિ હોવાથી, વધારે બદલો તમારા મૃત્યુ પછીથી અન્ય સ્થળે ઇશ્વરને ત્યાં ન્યાયના દરબારમાં આપવામાં આવશે. ચાલો ! મેહેનતનો બદલો મેળવવા તૈયાર થાઓ. એ રીતે કહી નરોતમદાસ દાક્તરના હૃદયમા પિસ્તોલ ભરી ગોળી મારવા તૈયાર થયો

મોતીબાઇનુ ચરિત્ર ગમે તેવુ હતુ, છતાં તે સ્ત્રી હતી. તેનાથી આ ભયંકર બનાવ જોઈ શકાયો નહિ. તત્કાળ તે પોતે બેઠેલી હતી તે ઠેકાણેથી એકદમ ઉભી થઇ, અને નરોતમદાસની સ્હામે આવી ભયભીત સ્વરે કહેવા લાગી. "નહિ. નહિ. નહિ ! આપ આવુ અઘટિત કાર્ય કદાપિ પણ કરશો નહિ."

નરોતમદાસ બહુજ આશ્ચર્ય પામ્યો. તે પોતાની પિસ્તોલ નમાવી, ધીરે ધીરે કહેવા લાગ્યો. "દાક્તર ગોકળદાસ ! તમારી કૃતિ અનુસાર તમને કુતરાં અને શિઆળવાંની પાસે ચીરી ખવરાવવા જોઇએ પણ એકદમ મારી નાખવા જોઇએ નહિ. પરંતુ તેવી રીતે નિર્દયપણે હું તમને મારીશ નહિ. હું તમને દયા

વખત અંત સમયે પણ ભગવાનનું નામ સ્મરણ કરશો, કે તરતજ ગોળી બાર કરીશ. ચાલો તૈયાર થાઓ." આ રીતે કહી કેટલાક સમયપર્યંત શાન્તપણું ધારણ કરી ફરીથી તેણે દાક્તરના હૃદયનું નિશાન તાકી પોતાની પિસ્તોલ તેના સ્હામી ધરી, અને બોલવા લાગ્યો.

"એક."

દાક્તર કાંઇ પણ બોલ્યો નહિ

"બે."

આ વખતે પણ દાક્તરે ઇશ્વરના નામનો ઉચ્ચાર કર્યો નહિ.

"ત્રણ"

આ વખતે દાક્તર બહુજ દયામય કંઠે બોલી ઉઠયો. "દયા કરો! દયા કરો."

"ચાર."

બહુજ દિનતાથી દાક્તરે કહ્યુ –"ક્ષમા કરો! ક્ષમા કરો"

"પાચ"

પાચનો શબ્દ બહાર નીકળતાની સાથેજ મોતીબાઇ આવી નરોતમદાસના પગમા પડી, અને કહેવા લાગી "શેઠજી! મેં આપનો કાઇ પણ અપરાધ કર્યો નથી, આપની આવી રીતીથી નાહક હુ મારી જઈશ"

"દાક્તર આ વખતે બહુજ કંપવા લાગ્યો.

મોતીબાઇએ વિનંતિ કરતાં કહ્યુ. "મહાશય! આપનાં

બન્નેનાં ખૂન માટે જનસમાજને અને પોલિસ કર્મચારીઓને મારા ઉપરજ શક આવશે. ”

“ સાત ”

“ મારા ઉપર કૃપા કરો. મેં આપનું શુ બગાડયું છે? વિના અપરાધે મારે ફાંસીના લાકડે લટકાવાનો સમય આવશે. ” મોતીબાઈ એ પ્રમાણે કહી બહુજ કાલાવાલા કરવા લાગી.

“ આઠ ”

મોતીબાઇ આ વખતે ગભરાઈ ગઇ અને બોલી ઉઠી. “ શું તમારા જેવા સમજુ અને વિદ્વાન માણસનો આ ધર્મ છે, કે વિના અપરાધે એક અબળાને આપત્તિમા નાખવા તૈયાર થયા છો? ”

“ નવ. ”

નવનુ વાક્ય ઉચ્ચારી નરોત્તમદાસ મોતીબાઇને બહુજ શાન્તપણે કહેવા લાગ્યો. “ મોતીબાઈ! મારે માટે સહજ પણ કોઇને શ કા ઉપસ્થિત કરવાનુ કારણ મળે, એવુ ચાહાતો નથી. ખરી વાત છે કે તમે અમારા મૃત શરિરોની પાસે હોવાથી વખતે તમારે વિપત્તિમા આવી પડવાનો સમય આવે તેમ છે! તો ઠીક છે, હું તેને માટે યોગ્ય બ દોબસ્ત કરૂં છું. મે મારા હાથે લખેલા પત્રની નિચેજ લખી જાઉ છું કે, મે આ દૂરાત્માનું ખુન કરી મારા પોતાના સ્વહસ્તેજ મારી આત્મહત્યા કરી છે. ”

ખરેખર! આપે પોતે મારા રક્ષણનો ઉપાય યોજ્યો છે. ”

મોતીબાઇએ બહુજ નમ્ર ભાવે જણાવ્યું.

નરોતમદાસે ડાબે હાથે પિસ્તોલ વડે દાકતરનું બરાબર લક્ષ્ય સાંધી જમણે હાથે ટેબલનું ખાનુ ઉઘાડયુ, અને તેમાંથી કલમ પોતાના હાથમાં લીધી.

આ સમયનો લાભ સાધી દાક્તર અને મોતીબાઇને એક નજર કરવાનો સમય મળ્યો. દાક્તરે મોતીબાઇને અને મોતીબાઇએ દાક્તરને સમય સાધી લેવા ઈશારો કર્યો.

નરોતમદાસે લખવા માટે પોતાનુ માથુ નિચુ નમાવ્યુ, કે પળવારમા મોતીબાઇએ પોતે પેહેરેલી સાડી કાઢી નરોતમદાસના માથા અને મોહોડા ઉપર નાખી દીધી, અને બન્ને જણે થઇ નરોતમદાસને બળપૂર્વક પૃથ્વીપર ઘસડી પાડયો તરતજ કૃતઘ્ની ગોકળદાસ ફાળ મારીને નરોતમદાસના ઉપર ચડી બેઠો, તથા તેના ગળાને બહુજ જોરથી દાબી દીધું એટલુંજ નહિ પણ પોતાનામાં હતા તેટલા જોર વડે વધુને વધુ દબાવતો ગયો. ક્ષણે ક્ષણે નરોતમદાસનો દેહ શિથિલ બની ગયો, અને અંત સમયના તરફડીઆ મારવા લાગ્યો.

નરોતમદાસને આવી રહેલો જોઈ મોતીબાઇએ હાફ્ના હાફ્તા કહ્યુ.–" બસ ! પતી રહ્યુ ."

ગોકળદાસ નરોતમદાસના ઉપરથી ઉઠી ગયો, અને શરીરે આવેલા શ્રમના બીંદુઓ રૂમાલવડે લૂછતા લૂછતા મોતીબાઇને કહેવા લાગ્યો. " એક પિડા તો પતી ગઇ."

પળવાર તેઓ બન્ને એક બીજાના સ્હામુંજ જોઈ રહ્યાં.

આખરે મોતીબાઇએ ગોકળદાસને પૂછયું. "હવે આનું કેમ કરશો ?"

"એનુ ગમે તેમ થશે, પરતુ મ્હારે હવે અહીંથી જલદી ઘર તરફ ચાલ્યા જવું જોઇએ" દાક્તરે દમ લેતા જણાવ્યું.

"અને મારે ?"

"તુ પણુ તારા ઘરમા જઇને છાનીમાની સૂઇ રહે."

"અને આ ?"

"એમને એમજ રહેવા દે, એની પોતાની ચીઠ્ઠીથી સહુ કોઇને સમજાશે કે એણે પોતાના હાથેજ આત્મહત્યા કરી છે."

"પણુ આ ગળાના દાઘ દેખાય છે તેનુ કેમ ?"

"એ ઠીક કહ્યુ તે ! મારા મનમા તો એ વાતજ નહોતી આવી. આવ, ત્યારે આપણે એને આ પલગ ઉપર સૂવાડી દઇએ, અને પલગની છત્રી સાથે દોરી બાધી તેના ગળે લગાડી દઇએ, કે જેથી સહુ કોઇને એમ સમજવાનુ કારણુ મળે કે તેણે પોતાને હાથેજ ગળે ફાસો ઘાલી પ્રાણુ ત્યાગ કર્યો છે ! ચાલ્ય–પકડ."

મોતીબાઈ આ પ્રમાણેનુ ભયકર કાર્ય કરવા એકદમ આગળ આવી નહિ. તેના પગ પાછા પડવા લાગ્યા.

આ વખતે ગોકળદાસના ક્રોધની સીમા રહી નહિ. તેણે મોતીબાઇને જણાવ્યુ ચાલ્ય, ચાલ્ય ! જલદી ચાલ્ય ! પળવાર પણુ વિલબ કરવામાં આવશે, તો બન્ને જણુને પકડાઈ જવાનો વખત આવશે, અને નાહક ફાસીના લાકડે ચઢવાનુ થશે."

મોતીબાઇએ કાંઈ પણુ ઉત્તર નહિ આપતાં ભયના

આર્યા નરોતમદાસના પગ ઉચક્યા, દાક્તરે તેનું માથું પકડ્યું, અને બન્ને જણાંએ ઉચકી નરોતમદાસના શરીરને પલંગ પર નાખ્યુ. કે દાક્તરે નરોતમદાસના ગળાની અંદર એક દોરી ભેરવી દીધી.

મોતીબાઇએ કાઢી નાખેલી સાડીને ફરીથી પેહેરી લીધી અને દાક્તારને કહ્યુ. " હવે પેહેલા તમે ગૂપચૂપ કોઈ ના જાણે તેમ બહાર જતા રહો, પછી હું પણ અંદરથી જીનાનું બારણું લાવી બંધ કરી બહાર નિકળી જાઉ છુ."

" બહુ સારૂ ! એમ કરવાથી સઘળાના ધ્યાનમા એમજ આવશે, કે આત્મહત્યા કરવાને માટેજ તેણે આ દરવાજો બંધ કર્યો છે. આજ રાત્રે તો કોઈના જાણવામા આવશે નહિ, પરંતુ કાલે સવારે શોધ થશે. એટલે કોઇને આપણા ઉપર વેહેમ લાવવાનુ કારણ મળશે નહિ." દાક્તરે આનંદ પામતા કહ્યુ.

આ પ્રમાણે કહી ગોકળદાસ જલદીથી બહાર નિકળ્યો. ચારે તરફ દૃષ્ટી ફેરવી, પણ કોઇ જોવામા આવ્યું નહિ, તેથી તત્કાળ ત્યાથી ઉતાવળો ઉતાવળો છ પાચ ગણી ગયો મોતી-બાઇ પણ અંદરથી બારણુ બંધ કરી, ગુપચુપ જીનાનુ દ્વાર અડકાવી બહાર નિકળી પોતાના ઘરમા જઇ છાનીમાની સૂઇ ગઇ.

એક પાપને ઢાકવા, પાપ અનેક કરાય;
ઉપકારકને પલકમા, પાપી પાણી પાય.



# પ્રકરણ ૪ થું.

## નરોતમદાસના શબનું ગુમ થવું.

લોભી મરતા લાલચે, ધૂર્ત ધૂતવા જાય,
શઠને શઠ આવી મળે, એ કુદરતનો ન્યાય.

નરોતમદાસ જાણતો હતો, કે પોતાની પત્નીએ આત્મહત્યા કરી છે, તેણે પોતાને હાથેજ ઝેરની શીશી પોતાના મુખમા નાખી દીધી છે. તેના હાથમા શીશી પકડેલી જોઇનેજ તે સબંધમાં તેની ખાત્રી થયેલી હતી, જેથી તેણે તેના મૃત્યુના સમાચાર પોલિસ અમલદારો તરફ મોકલાવી દીધા હતા.

સવારમા મણિબાઇનુ મૃત્યુ થયું હતુ. સંધ્યાકાળ સમયે પ્રથમ જણાવી ગયા પ્રમાણેનો નરોતમદાસના ખૂનનો પ્રકાર બનવા પામ્યો હતો. પોલિસને તે સબંધેની કાઇ પણ ખબર નહોતી. રાત્રીના દશ વાગતાના સુમારે નરોતમદાસે આપેલી ખબર મુજબ પોલિસ ઇન્સપેકટર મણિબાઇના મૃત્યુની તપાસ કરવા આવ્યો.

નરોતમદાસ અમદાવાદનો અસલ વતની નહોતો પરંતુ બહારથી આવી રહેલ હતો જ્ઞાતે શ્રીમાળી વણિક જ્ઞાતિનો હતો. તે કેટલાક વર્ષથી કાઠીયાવાડમાંથી વેપાર કરવાને અર્થે ગુજરાતના પાટનગરમાં આવી રહેલો હતો. અમદાવાદ વેપારનું

મુખ્ય સ્થળ હોવાથી તેણે સારા પૈસા પ્રાપ્ત કર્યા હતા આજ કાલ અમદાવાદના શ્રીમંતોમાં તેનું નામ સારી ખ્યાતિ પામેલું હતું. પૈસોટકો પણ બહુજ સારી રીતે પ્રાપ્ત કરેલો હોવાથી તેણે એક વિશાળ પણ વિદેશિય ફેશનનો એક માળનો બંગલો શેહેર બહાર બંધાવ્યો હતો શેહેરમા પણ તેનું મકાન મૂલ્યવાન હતુ. ઘણો ખરો ભાગ તે બહાર રહેવા કરતા શેહેરમાજ રહેવાનું પસંદ કરતો હતો. નરોતમદાસ અને તેની સ્ત્રી મણિબાઇ બન્ને એકલાજ હતા. તેમને પેટે કાઇ પણ પુત્ર કે પુત્રીનુ સંતાન હતુ નહિ.

તેના ઘરમા ફક્ત એકજ કામ કરનારી દાસી રાખવામા આવી હતી. તે સિવાય ઘર આગળ એક ભૈયો રાખવામા આવેલો હતો મણિબાઇ પોતે રસોઈ કરવાનુ કાર્ય કરતી હોવાથી રસોઇયો રાખવામા આવેલો નહોતો પરંતુ મણિબાઇને શિક્ષણ આપવાને માટે અને તેને સર્વદા આનંદ આપવા સારૂ એક મોતીબાઈ કરીને પચીસેક વર્ષની બાળ વિધવા સુશિક્ષિત બાઇને રાખવામા આવી હતી.

ઇન્સપેક્ટરે આવીને તપાસ કરી, તો દાસી સિવાય ઘરમા કોઇ પણ તેના જોવામા આવ્યું નહિ નરોતમદાસના માટે તપાસ કરી તો તેનો પણ પત્તા મળ્યો નહિ મોતીબાઈ કોઈ પણ રોગથી રીબાતી હોય તેવી રીતે પોતાના સૂવાના સ્થળે પડી રહેલી હતી. દ્વાર ઉપર રેહેનારો પેહરેગીર નરોતમદાસના સંબંધીઓને તેની સ્ત્રીના મરી ગયાના સમાચાર આપવા

બહારઆમ ગયેલો હતો.

ઇન્સપેક્ટર નરોતમદાસને સારી રીતે ઓળખતો હતો. દાક્તર ગોકળદાસને પણ બહુ સારી રીતે જાણતો હતો. નરોતમદાસ અને દાક્તર ગોકળદાસને બહુજ સારી મિત્રાચારી છે તે તેના સમજવામાં હતુ. ગોકળદાસનુ ઘર નરોતમદાસના ઘરથી બહુ દૂર નહોતુ જેથી તરતજ ઇન્સપેક્ટરે દાક્તરને બોલાવવા માટે પોતાના એક પોલિસ કોનસ્ટેબલને મોકલ્યો. અને દાસીને બોલાવીને પૂછ્યુ:-" બાઇ! નરોતમદાસ શેઠ ક્યાં ગયા છે તે તને માલુમ છે?"

દાસીએ ઇન્સપેક્ટરના પ્રશ્નનો ઉત્તર આપ્યો. ના સાહેબ! શેઠ કયાં ગયા છે તેની મને ખબર નથી, પરતુ તેમનું બેસવાનુ દિવાનખાનુ આજે અદરથી બધ છે એટલું જાણુ છુ

" ઠીક! ત્યારે તો તેઓ અદરજ હશે! વખતે ઉઘી ગયા હશે. તેમનુ દિવાનખાનુ કયા આગળ છે?

દાસીએ દિવાનખાના તરફ જવાનો માર્ગ દેખાડી દીધો. ઇન્સપેક્ટર એકલો ઘરની અદર ગયો, અને દિવાનખાનાના દ્વારને વારવાર જોરથી ખખડાવવા લાગ્યો, પરતુ અદરની બાજુએથી કાઇ પણ ઉત્તર મળ્યો નહિ ઉત્તર નહિ મળવાથી તેણે અનુમાન કર્યુ કે:-" પોતાની સ્રીના મૃત્યુના અસહ્ય શોકને લીધે નરોતમદાસે પણ આત્મહત્યા કરી હોવી જોઇએ."

તેણે દાસીને બોલાવી પૂછ્યું:-" કેમ બાઇ! નરોતમદાસને તેમની સ્રી બહુજ વ્હાલી હતી કે? તે બન્નેમાં કેવો મેળ હતો?"

"બહુજ સારો! એવું જોડું તો મેં આટલી ઉમ્મરમાં કોઇ પણ ઠેકાણે જોયું નથી.

"વારૂ! તેમની સ્ત્રીના મરી ગયા પછી તેઓ કાંઇ બોલ્યા હતા કે?"

"હા! બોલતા હતા, કે હવે મારે જીવીને શું કરવું છે?"

"ચોકકસ! ત્યારે તો તેમણે આત્મઘાતજ કરેલો છે."

આ વખતે ઇન્સપેકટરની પાસે કોઈ પણ પોલિસ કે અન્ય મનુષ્ય હાજર નહોતો, કે તેઓ દિવાનખાનાના દ્વાર તોડી પાડવાની તેને આજ્ઞા આપે, જેથી તે દાક્તર ગોકળદાસના આવવાની રાહ જોતો ઉભો રહ્યો.

કેટલોક સમય જતા ગોકળદાસ ત્યા આવી હાજર થયો. તેની સાથે હાથ મેળવતા ઇન્સપેકટરે પૂછયું–"કેમ સાહેબ! આપને અને નરોતમદાસને બહુજ ઘાડો સ્નેહ છે ખરૂંને વારૂં?"

દાક્તરે જવાબ આપ્યો. "હાજી! નરોતમદાસ મારા અગત મિત્ર છે, તેઓ મ્હારા પ્રત્યે બહુજ સારો બધુ ભાવ રાખે છે."

"તેઓ ઘેર નથી, છતા તેમને બેસવાના દિવાનખાનાને અંદરથી બધ કરવામા આવેલુ હોય તેમ દેખાય છે. તે ઉઘાડવાને માટે મે અનેકવાર તે બારણાને હડસેલ્યા છે, ખખડાવ્યા છે, પરતુ અદરથી કાઈ પણ જવાબ મળતો નથી. આપની ધારણા શુ છે? આપનુ હૃદય શુ કહે છે? તેઓ સ્ત્રીના શોકને લઇને આત્મહત્યા તો કરે નહિને?"

ડાક્તર કેટલીકવાર વિચાર કરી બોલ્યો. "એમાં ના કહેવાય નહિ. તેઓ પોતાની સ્ત્રીને બહુજ ચાહાતા હતા. જો તેમ હોય તો આપે તેને માટે શું વિચાર કર્યો છે? મને લાગે છે કે તેઓ આ ઘરમાંજ હોવા જોઇએ! વખતે આત્મહત્યા પણ કરી હોય."

"નિશ્ચયપૂર્વક એમ શી રીતે કહી શકાય."

"હુ પણ આપને તે બાબતમા કાંઈ નિશ્ચયપૂર્વક કહી શકતો નથી. કાંઈ પણ નક્કી કરી શકાતુ નથી."

"કેમ નક્કી કહી શકતાં નથી? આપનો શો અભિપ્રાય છે?"

"મારા અભિપ્રાય પ્રમાણે તો બારણું ભાગી અંદર પેસવુ જોઇએ"

"આપને જેમ સારૂ લાગે તેમ કરીએ."

"આપ અધિકારી છો, આપની ઇચ્છામા આવે તેવી રીતે તપાસ કરવાને માટે મૂખત્યાર છો."

તરતજ ઇન્સપેકટરે પાસે ઉભેલા પોલિસના સિપાઇને દિવાનખાનાનાં બારણાં તોડી નાખવાનો હુકમ આપ્યો એટલામાં સબ ઇન્સપેકટર અને કેટલાક પોલિસના સિપાઇઓ આવી પહોચ્યા, અને ઇન્સપેકટરની આજ્ઞાનુસાર બારણાં પર લોઢાના ઘાણોના પ્રહાર પડવા લાગ્યા. જોતજોતામાં બારણાનો ભાગીને ભૂકો કરી નાખવામા આવ્યો.

દિવાનખાનાની અંદર તદ્દન અંધારૂં હતું, તેથી અંદર શું છે, તે દેખી શકાય તેમ નહોતું, જેથી બધા માણસો બહાર

ઉભા રહી નરોતમદાસના નામની બૂમો મારવા લાગ્યા

ઇન્સપેકટરે બત્તી લાવવાનો હુકમ કર્યો. તરતજ બત્તી લાવવામાં આવી, અને સઘળા માણસો દિવાનખાનાની અંદર પેઠા. ડાક્તર સઘળા મનુષ્યોની પાછળ પાછળ પોતાનું હૃદય વજ્રસમાન રાખી દિવાનખાનામા ગયો. આવી રીતની મનોભાવનાને છૂપાવવાની શક્તિ દુરાત્મા સિવાય કોઈથી પણ રાખી શકાય તેમ નહોતી.

ડાક્તર અંદર પેઠો ખરો, પરંતુ અંદરનો બનાવ જોતાજ તેનુ હૃદય ધબકવા લાગ્યુ. તે વારંવાર નિ:શ્વાસ મૂકવા લાગ્યો. પાસે પડેલી એક ખુરસી ખેંચી તે તેના આધારેજ હીમ્મત રાખી ઉભો રહ્યો. ઘરમા ચારે તરફ નજર ફેરવી પણ કાંઇ જોવામા આવ્યુ નહિ. પૈસા આદિક જ્યા હતુ, ત્યાનુ ત્યાજ પડેલુ હતુ. કોઈ પણ તેને અડકયુ હોય એવુ દેખાયુ નહિ. પરંતુ એ કયા? કયા ગયો હશે? કોણ લઇ ગયુ હશે? એજ વિચારો તેના મનને હલમલાવવા લાગ્યા.

જે સ્થળે નરોતમદાસના મૃતશરીરને ગોકળદાસ અને મોતીબાઇ બન્નેએ મૂકેલું હતુ, તે સ્થળે તે જોવામા આવતુ નહોતુ.

નરોતમદાસનુ મૃતશરીર અદૃશ્ય થયુ હતુ. તેને કોઈ લઇ ગયુ હતુ. કોણ લઇ ગયું? કયા ગયુ? તેનુ કાંઇ પણ ચિન્હ જોવામાં આવતુ નહોતુ.

પોલિસના માણસો આખુ ઘર શોધી વળ્યા, છતાં કાંઇ પત્તો લાગ્યો નહિ. આખરે સઘળા બાહાર આવ્યા, ડાક્તર પણ

તેમની પાછળ પાછળ બાહારના ખંડમાં આવ્યો. આ વખતે તેના મનની સ્થીતિ એવી તો વિચિત્ર બની ગઇ હતી, કે તેનુ વર્ણન કરી શકાય તેમ નહોતું.

કોણ મૃતદેહને ઉપાડી ગયુ ? મૃતશરીર ક્યાં ઉડી ગયું ? મોતીબાઈ અવશ્ય આ સબંધમા કાંઈ પણ જાણતી હોવી જોઇએ. વિગેરે વિચારોથી ડાક્તરનુ ભેજુ ભમી ગયું. તે મોતીબાઇને મળવાને બહુજ અધિરો બન્યો. દાસીને પૂછતા જવાબ મળ્યો, કે તેનુ શરીર સારૂ નહિ હોવાથી તે સૂઇ રહેલી છે. તે પિડાય છે, જેથી તેનેં જોવી જોઇએ એમ તેણે નિશ્ચય કર્યો. તેણે ઇન્સપેક્ટર પાસે મોતીબાઇને જોવા જવાની પરવાનગી માગી પોતે ડાક્તર હોવાથી પરવાનગી મળતા વાર લાગી નહિ. તરતજ તે મોતીબાઇ જે ઘરની અંદર સૂઇ રહેલી હતી ત્યા ગયો, અને તેના શરીર પર હાથ ફેરવ્યો.

" આ શું ! આને તો ભયાનક જ્વર આવ્યો છે આની શરીર પ્રકૃતિ તદ્દન બદલાઇ ગઈ છે, આકાશ તરફ દૃષ્ટિ કરી રહ્યા છે. દાત કડકડકડકડ વિચિત્ર પ્રકારનો અવાજ કરે છે. નેત્રો ફરે છે. શુન્ય દૃષ્ટિથી ઘરમા ચારે તરફ જુએ છે. ડાકતર આશ્ચર્યે પામતો તેની સ્હામેજ ઉભો રહ્યો, એટલામા મોતીબાઇએ ડાક્તરના સ્હામી નજર કરી. આ પ્રમાણે શૂન્ય દૃષ્ટિએ સ્હામું જોઇ રહેલી હોવા છતાં તે ડાક્તરને ઓળખી શકી નહિ.

તેની આવી દુઃખદ અવસ્થા જોઇને ગોકળદાસ પોતાના મનમાં બહુજ દુ:ખી થયો. તે પોતાના મનમાંજ બોલવા

લાગ્યો. "અબળા હોવા છતાં સબળાનું સ્વરૂપ બતાવતાં આવી સ્થીતિ થઇ છે, તેને લીધેજ આ અતિશય પીડા ઉત્પન્ન થઇ છે. એને ક્યાં ખબર છે કે, નરોતમદાસે લખેલી ચીઠ્ઠીથીજ સ્પષ્ટ જણાઇ આવે તેમ છે, કે તે પોતે પોતાના હાથેજ ગળે ફાંસો ખાઇને મરી ગયો છે. વખતે આ બુદ્ધિ હોવાથી ભયના માર્યા તેણે નરોતમદાસના મૃતશરીરને ક્યાંઈ છૂપાવી દીધું તો નહિ હોય? મને લાગે છે કે એજ ભય અને શ્રમથી આને આ અસાધ્ય જ્વર ઉત્પન્ન થયો હશે. કેવી ભયકર સ્થીતિમાં આવી પડવાનુ થયું છે? પરતુ એક રીતે એ પણ ઠીક થયું છે, કે પોલિસ આની પાસે જુલમ કરીને અગર તો ભય બતાવીને કાઇ પણ કબૂલ કરાવી શકશે નહિ. પોલિસની પીડા કાઇ ઓછી છે? તેનુ ચાલે તો તે ગુન્હો કબૂલ કરાવવા ગમે તેવો અત્યાચાર ગૂપ્ત રીતે વાપરી શકે છે. એક ટીકીટ મળવાની આશાએ ખરા આરોપીને બદલે નિર્દોષીને કોર્ટ સન્મુખ ઉભો કરી કબૂલાત કરાવે છે ખોટા સાક્ષીઓ ઉભા કરે છે, અને મામલો પાર ઉતારે છે. માત્ર ભય રાખવાનુ કારણ એટલુ જ મળે છે કે, વખતે આ બેભાન અવસ્થામા પણ જો સઘળુ કબૂલ કરી જાય, તો હાની થવાનો સભવ છે પણ કાંઈ હરકત નહિ. એને તો પોહોચીશ એને અતિશય જ્વર આવવાથી સન્નેપાતનો ચાળો ઉપડયો છે, અને તે બેભાનમાં ગમે તેમ બકે છે; એમ સરકારી દાક્તરો પાસે પણ લાગવગ લગાડી કબૂલ કરાવરાવીશ. પરતુ પેહેલાં તો એટલું ખાસ કરવા જેવું છે કે, આની પાસે કોઇ આવી શકે નહિ."

એ પ્રમાણે પોતાના મનમાં નિશ્ચય કરી દાક્તર ગોકળદાસ નિચેની બાજુએ જ્યાં પોલિસ ઇન્સપેક્ટર અને તેના અનુયાયીઓ બેઠા હતા, ત્યા આવ્યો. આ વખતે નરોતમદાસનાં કેટલાંક સગાં વ્હાલાં અને સ્નેહ ધરાવનારા પણ આવી બેઠા હતાં. સરકારી દાક્તરને ખબર આપવાથી તે પણ આવી પોહોચ્યા હતા.

દાક્તરે ઇન્સપેક્ટરની પાસે આવીને મોતીબાઈ જ્વરને લીધે અતિશય બેભાન છે, અને બીજા કોઇપણ મનુષ્યથી ખબર મળી શકતી નથી, તેમ ખબર મેળવવાનો બીજો કોઇ ઉપાય પણ નથી. દાસી જે જાણતી હતી તે તેણે જણાવ્યું છે, તેથી વધુ હકીકત આપી શકતી નથી ભૈયો હમેશા બહારજ બેસી રહે છે, અને તેને ઘરમા આવવાનો હુકમ નથી. એટલે તે પણ કાંઇ જણાવી શકતો નથી વિગેરે હકીકત ઇન્સપેક્ટરને જણાવી.

સરકારી દાક્તરે મણિબાઈના મૃત શરીરની તપાસ કરી જણાવ્યુ, કે રોગની અસાધ્ય પિડાને લીધે આ બાઇએ ઝેર ખાઇને આત્મઘાત કર્યો છે. નરોતમદાસના સગા સબંધીઓનો અનિવાર્ય આગ્રહ અને આજીજી લક્ષમા લઈ ઇન્સપેક્ટરે પચાતનામું કરી બાઇને જલદીથી બાળી મૂકવાની પરવાનગી આપી, અને આત્મઘાત કર્યો છે. એની આજુબાજુનાઓની જુબાનીઓ નોંધી લીધી

સઘળાઓના મનમા દૃઢ નિશ્ચય થયો, કે મણિબાઇએ આત્મહત્યા કરી છે, અને નરોતમદાસ સ્ત્રીના અસહ્ય વિરહને લીધે વેરાગી થઈ ગમે ત્યા ચાલ્યો ગયો છે

ઈન્સપેક્ટર અને સઘળા પોલિસના માણસો ત્યાંથી ચાલ્યા ગયા. દાક્તર ગોકળદાસ પણ હાલ તો બચ્યા છીએ, એમ વિચાર કરતો કરતો પોતાને ઘેર ગયો; પરંતુ તેના હૃદયમાં પાપના વિચારો વારવાર ઉપસ્થિત થવા લાગ્યા, અને તે તેના મનને પ્રજાળવા લાગ્યા જગતમાં પાપ સમાન પાપી માણસોને અન્ય દુઃખ નથી.

દાક્તરના મનમા દૃઢ નિશ્ચય થયો હતો. કે મોતીબાઇએ નરોતમદાસના મૃતદેહને કોઈ પણ ઠેકાણે છૂપાવી દીધો છે, પરંતુ તેને તેમ કરવાનુ શુ કારણ હશે તે કાંઈ પણ તેનાથી સમજાયું નહિ " નરોતમદાસના હાથનો લખેલોજ પત્ર હોવાથી સહુ કોઇના જાણવામા આવે તેમ હતુ, કે તેણે આત્મહત્યા કરી છે તો પછી તેને તેમ કરવાનુ કારણ શુ હશે ? ઠીક ! પરંતુ મોતીબાઇ બીજી સામાન્ય સ્ત્રીઓ જેવી સ્ત્રી નથી એક વખત નરોતમદાસે તેનો જીવ બચાવ્યો હતો, તેમ છતા તેનો સહેજ પણ વિચાર તેને આવ્યો નહોતો, અને ઉલટુ તેનુજ ખૂન કરવામા તેણે મને મદદ કરી હતી. પણ મારા ધારવા પ્રમાણે તેમા તેનો કાંઈ પણ ઉંડો ભેદ હોવો જોઇએ અવશ્ય આવી રીતે કરીને તે મને પોતાના હાથમા રમકડાની પેઠે રમાડવા ધારતી હોવી જોઇએ, નહિ તો તે આમ રેજ નહિ ! જ્યા સુધી એ રાક્ષસણી જીવતી હશે, ત્યા સુધી મારે નિશ્ચિંત નથી! બેરાતા વખત આવશે નહિ.

આ પ્રમાણે વિચાર કરવામા સઘળી રાત્રી વહી ગઇ ને

રાત્રે ડાક્તરને સહજ પણ નિદ્રા આવી નહિ. પોતાની ચારે તરફ ભયનું વાદળ ઘેરાયલું હોય તેવા ભણકારા વાગવા લાગ્યા. અનિષ્ટ-કારક દેખાવો આંખ સામે તરી આવવા લાગ્યા. અત્યાર સુધીમાં કરેલા પાપોનુ એક પછી એક સ્મરણ થવા લાગ્યુ. મોતીબાઇ! મોતીબાઇ! મોતીબાઇ! તુ મારા સર્વસ્વનો સંહાર કરશે. એજ વિચારોએ તેનુ મન વાયરે ચઢાવ્યુ વળી તેને વિચાર આવ્યો કે–"તે મને શું કરી શકે તેમ છે? મારે તેનો ભય રાખવાનુ શું કારણ છે? તેને જ્વર વિકાર થયો છે! અવસ્ય તે રોગની અંદરજ તેનુ મૃત્યુ થશે, તેને બચવાનો કાઇ પણ ઉપાય હવે રહ્યા નથી. તેની કોઇ પણ રીતે આશા રાખી શકાય તેમ નથી"

આખી રાત્રી આ પ્રમાણે ખુલ્લી આંખે નિર્ગમન કરી પ્રાત.કાળનો સમય થતાજ ડાક્તર ગોકળદાસ પોતાના દવાખાનાના મકાનમા આવ્યો ખુરસીપર બેસતાજ ટેબલપર રાખવામા આવેલી સ્લેટ ઉપર તેની દૃષ્ટિ પડી પોતાને બોલાવવા આવનાર માણસે સ્લેટ ઉપર કાંઈક લખેલુ હોય એવું તેના જોવામા આવ્યું, સ્લેટ પર લખેલા શબ્દો વાચતાજ જેમ સ્હામે આવતા સર્પને જોઈ ભય ઉત્પન્ન થાય છે, તે પ્રમાણે ડાક્તરના મનમા ભયનો સંચાર થયો. કેટલીકવાર પર્યંત તે એક દૃષ્ટે સ્લેટ સ્હામેજ જોઇ રહ્યો. સ્લેટમા નીચેના શબ્દો લખાયેલા તેના જોવામા આવ્યા.

"નરોતમદાસ–રાયપુર ગેટ આગળ."

શબ્દો વાંચતાની સાથેજ ડાક્તરે પોતાના કમ્પાઉન્ડરને બોલાવ્યો. અને પૂછ્યુ. "આ કોણ લખી ગયુ છે?"

કમ્પાઉન્ડરે જવાબ આપ્યો. “ આપ સૂઇ રહ્યા હતા, તે વખતે એક માણસ આવેલો હતો, તેણે કહ્યું છે કે ડાકતર ઉઠે કે તરતજ મારા ઘર આગળ મોકલી આપો. ”

“ તે કોણ હતુ ? તેનુ નામ શુ ? ”

“ તે હું જાણુતો નથી, તેમ પૂછયું પણ નથી આ સ્લેટમાં તે પોતાનુ નામ ઠામ લખી ગયા છે. ”

ડાકતરના મુખમાથી આ વખતે એક વિસ્મય પમાડે તેવો આર્ત્તનાદ નિકળી ગયો, પરતુ બીજીજ પળે એકદમ પોતે સાવધ બની ગયો, અને વિચારવા લાગ્યો. “ શુ મૃત નરોતમ-દાસ તો ફરીને નહિ આવ્યો હોય ?' પણ એ આવે, એમ કેવી રીતે માની શકાય ? શુ તે મને મારા પાપનો બદલો આપવાને આવ્યો હશે ? ”

‘ પાપીઓને સઘળી દિશાઓ ભય ભરેલી દેખાય છે ”

દિશાઓ દૃભતી નિત્યે, અનન્તા પાપીને પાપો,
મૃધા સમ વાણી કર્ણોમા પડ તોપગ ક્ષટે આપો



# પ્રકરણ ૫ મું.

## પાપાત્માઓનું પાપમય હૃદય.

ગુપ્ત ગમના કારણે, જન મન ઘડતા ઘાટ
મળે પરીક્ષક મહત્ તો, પળમા પકડે વાત

બહુ વખત પર્યંત ગોકળદાસ આમ તેમ ફરતો ફરતો વિચાર કરતો પૂન. પોતાના મનનેજ પૂછવા લાગ્યો. ત્યારે શુ ખરેખર નરોતમદાસ હજી જીવતોજ હશે ? તે વખતે તેનુ મૃત્યુ નહિ થયું હોયને? શુ સમય મળતા તે સતાઈ જઇ પાછળથી પલાયન કરી ગયો હશે ? વળી ઘણી વખત વિચાર કરી તેણે નિશ્ચય કર્યો કે, ગમે તેમ હોય, પરંતુ તેને ઘેર તો અવશ્ય જવુજ જોઇએ ! ભય પામી ત્યા નહિ જવાથી ઉલટો વિપત્તિમા વધારો થવાનુ થશે વિપત્તિના સમયમા પણ સાહસ અને ધૈર્યનું અવલંબન કરવુ. એજ મહાન પુરૂષોનુ વચન છે

'કરવુ પછી ડરવુ નહિ, ડરવુ તો કરવુ નહિ,
દિન એક આખર નિર્મિયે, મરવા પછી મરવુ નહિ '

"જે પુરૂષ વિપત્તિમા પણ પોતાના સ્વરૂપને છોડતા નથી તે પુરૂષનેજ ધન્ય છે."

(તો પછી)—હાથે કરીને હામ શાને, હારવી હૈયા થકી,
બસ ! શુ કરનાર છે કોઇ, જાઉ છુ હમણા જઇ
નથી મુદ્દા માલ કાંઈ, માગવાનો મળી ગયો

શુ કોઇએ જાણ્યુ અદ્યાપિ, મૂંવલો જીવતો થયો ?
જોઉ છુ શુ જગ છે, હુ ઢગ તેવા ત્યાં કરૂં,
રગની રગત નિહાળી, ઘાટ તેવા આદરૂ

"જોઉ છુ ! જોઉં છુ ! કે મસાણે ગયેલાં મુડદા કેવા પાછા આવે છે ? કદાપિ જીવતો હશે તો પણ શું થયુ ? હુ પણ લુચ્ચાઓનો સરદાર છુ. એના જેવા હજારોને પાણી પિતા કર્યા છે, તો પછી એના તે શુ ભાર છે ? શું એ આ કવિરાજને આંજી જશે ?"

દાક્તર ગોકળદાસ એ પ્રમાણે પોતાના મનમા દૃઢ નિશ્ચય કરી તરતજ માથે ટેબલપર પડેલી હુગેરીયન કેપ પહેરી હાથમા સુદીર સ્ટીક ઝાલી પોતાના પાપને કોઇ પિછાને નહિ. તેવી રીતે રોફમા ને રોફમા નરોતમદાસના ઘર તરફ ગયો જોયુ તો તે સ્થળે નરોતમદાસને બદલે અન્ય નરોતમદાસજ ઉભેલો તેના જોવામાં આવ્યો.

અન્ય વ્યક્તિને જોઈ દાક્તરના મનમા કેટલોક વિરામ વળ્યો, તેના હૃદયમા અધિક બળનો સચાર થયો.

પૂછતા માલમ પડયું કે, તે નરોતમદાસનો નડાનો ભાઇ હતો, તેનુ નામ જગન્નાથ હતુ.

પોતે નાહક ભય પામ્યો, તેથી દાક્તરના મનમા સહજ લજ્યા ઉત્પન્ન થઇ. હીમ્મત ધારી જગન્નાથની સાથે હાથ મેળવતાં કહેવા લાગ્યો. "શુ આપે મને આવવાને માટે લખેલુ હતું ?"

"હા ! મારા સાંભળવામાં આવ્યુ છે, કે આપ મારા મોટા ભાઇના અ ગત સ્નેહી છો, તેથીજ આપને અહિ સુધી આવવાની તસ્દી આપી છે. શુ હકીકત છે તે સમજાવશો તો આપનો આભાર થશે. મોટા ભાઇ કયા ગયા છે? મ્હારા ભાભીએ આત્મહત્યા કરી છે એ શુ ખરી વાત છે ?" મે મોટા ભાઇના સઘળા કાગળ પત્રો તપાસ્યા છે, તે જોતા ભાઇનુ શુ થયુ છે તે કહી શકાય તેમ નથી. તેઓએ પણ આત્મહત્યા કરી છે અગર તો તેઓને કોઇએ મારી નાખ્યા છે એમ જણાય છે શુ તેઓ પણ હયાત નથી ? '

દાક્તરે કાઇ પણ ઉત્તર નહિ આપતા નીચુ જોયુ, કે જેથી હા અને ના નો પ્રત્યુત્તર સમજી શકાય પોતે કાંઇ પણ જણાવવુ એવો તેનો વિચાર નહોતો. પોતે કાંઇપણ ઉત્તર નહિ આપવાથી વિશેષ પૂછવાનુ કારણ રહેશે નહિ, એ તે સમજતો હતો.

ગોકળદાસને નિરૂત્તર નિહાળી જગન્નાથે ફરીથી જણાવ્યુ – "મને લાગે છે કે આપને ખબર તો હશેજ કે મને અને આપને મોટા ભાઇએ તેમની મિલકતના એકઝીકયુટર ( વ્યવસ્થાપક ) નિમ્યા છે ?"

ગોકળદાસ આ હકીકત બીલકુલ જાણતો નહોતો. ફક્ત એટલુ જ તેના સમજવામા હતુ, કે નરોતમદાસનો પોતાના ઉપર સ પૂર્ણ વિશ્વાસ છે

જગન્નાથે આગળ બોલવાનુ શરૂ કર્યુ. "દાક્તર ! તેઓએ પોતાની સઘળી મિલકતનાં વારસ પોતાના પત્નીને બનાવ્યાં છે.

ત્રીના મર્ણું પછી કદાપિ સંતાન ના હોય, તો સઘળી સંપત્તિના સ્વતંત્ર માલિક તરીકે તમને અને મને હકદાર ઠરાવ્યા છે જો કે હવે ભાભી મરી ગયા છે, અને ભાઇનો પત્તો નથી, અગર તો માર્યા ગયા હશે એટલે હવે તેમની સઘળી સંપત્તિ હાલ તો આપણીજ થઈ છે. '

અત્યાર સુધી ગોકળદાસ નિરૂત્તર થઇ રહ્યો હતો, પણ હવે તેની વિસ્મયતાનો પાર રહ્યો નહિ, હવે તેનામા બોલવાની હીમ્મત આવી હતી, તેથી તેણે જગન્નાથને પૂછ્યુ "ત્યારે હવે મારે શુ કરવાનુ છે તે જણાવો ?".

" પ્રથમ તો ભાઇને શોધવાને માટે પ્રયત્ન કરવાનો છે '

" તેમને શોધી કાઢવા ? " દાક્તરે પૂછ્યુ

" હા ! જીવતા કે મરેલા, તેમને શોધીકાઢી બહાર લાવવા જોઇએજ જે તેમને શોધી કાઢશે, તેને હુ બહુજ મોટી રકમનું ઇનામ આપીશ એ હકીકત પોલિસને પણ મે જણાવી છે, તેમજ એક જણ મારો ઓળખીતો ડીટેક્ટીવ છે, તેને પણ ખાસ તે કામ માટેજ મે રોકયો છે તે શિયાળ કરતા પણ પાકો ધુર્ત્ત છે, તેના જાણવામા ના આવે એવુ કોઈ પણ કાર્ય નથી."

" ત્યારે તે–"

" સમય પરત્વે તે સઘળુ કરી શકે તેમ છે જુગાર રમવો, બદમાસી કરવી, અગર તો સમય આવતા જોઇએ તેવી જાળ પાથરવી, એ સઘળા કામોમા તે એકકો છે. ફકત જેલમા જવાને તૈયાર થાય તેવો નથી."

"એટલા માટેજ તમે એ ભયાનક મનુષ્યની યોજના કરી છે?" દાકતરને આગળ બોલતો અટકાવી જગન્નાથ વચ્ચેજ બોલી ઉઠયો. "હા, ચોર પકડવાનો હાય તો ચોરનેજ ચોરી પકડવાના કામમા આગળ કરવો જોઇએ સરખે સરખા મળે ત્યારેજ કામ પાર ઉતરે છે. એક વખત મે• તેનો અનુભવ કરી જોયો છે એક જણુને મે મારી સઘળી મીલકત સોપવાનો વિશ્વાસ કર્યો હતો, પંણુ તે પાછળથી સઘળી મિલકત ઉઠાવી ચાલતો થયેલો, અને સતાઈ ગયેલો હતો. તને એજ માણુસે શોધી કાઢી સાત વરસની શિક્ષા કરાવી છે, જે આજે જેલમા છે."

"એજ માણુસે શોધી કાઢયો હતો?"

"હા! એજ માણુસે તેને પકડયો હતો પરતુ એનામા ફક્ત એકજ દોષ દેખાય છે, અને તે એજ છે કે અપરાધીને પકડયા પછી જો તેના તરફથી અધિક દામની પ્રાપ્તિ થાય છે તો તે તેને છોડી દે છે? જેને તેણે કેદખાનામા મોકલાવ્યો છે, તેના તરફથી પણ મ્હોટી રકમ આપવાની આશા અપાઇ હતી, કિન્તુ તે નહિ મળવાથીજ તેને જેલમા જવુ પડયું છે. મે તેને ખબર આપી છે તેથી હમણાજ તે આવવો જોઇએ જુઓ જુઓ! આ તે આવી પોહાચ્યો"

દાક્તર તેને એકાએક આવેલો નિહાળી ચમકયો. જો પહેલાથીજ આ હકીકત તેના જાણુવામા આવી હોત, તો તેને સાવધાન રહેવાનો સમય પ્રાપ્ત થયો હોત, પરતુ તેવો સમય હવે રહ્યો નહોતો. આ માણુસ મને કેટલીક હકીકત પૂછશે

એમ તેને સમજાયુ, તેથી મનને કાબુમાં રાખી આત્મસંયમ કરી ગંભીર ભાવ ધારણ કરી તે ઉભો રહ્યો.

એટલામા નોકર એક મનુષ્યને સાથે લઇ જ્યા બન્ને ઉભા રહેલા હતા, ત્યાં આગળ આવી પોહોંચ્યો આવેલા મનુષ્યનુ વય આશરે ચાલિસેક વર્ષનુ હતુ. 'તે જાતનો મરાઠો હતો. તેને જોતાજ તે બહુજ ચતુર હોય તેવુ જણાતુ હતુ

જગન્નાથે તે આવતાજ દાક્તરને તેની ઓળખં આપી જણાવ્યું. "આજ હુ કહેતો હતો તે માણસ! એમનુ નામ ખંડેરાવ છે બહુજ કાર્ય કુશળ છે"

ખંડેરાવ મૃદુ હાસ્ય કરતો કરતો પાસે પડેલી ખુરસી પર બેઠો તેને જગન્નાથે કહ્યુ –" રાવ! આ વખતે આપને એક બહુજ મહત્વના કાર્યનો ભાર સોપવામા આવનાર છે."

ખંડેરાવે હસતા હસતા પૂછ્યું "પહેલાના જેવોજ છે ને?"

"ના! તેના કરતા પણ અધિક મહત્વનો છે. જીવન મરણના ઝઘડાની મહત્વની વાત છે."

ખંડેરાવના મુખ પરથી હાસ્યની છાયા અદૃશ્ય થઈ ગઈ તે ગંભિર થઇને બેઠો ને તેણે જગન્નાથને કહ્યુ –" બોલો શેઠજી! શુ હકીકત છે?"

"રાઓ! ગઈ કાલે મારાં ભોજાઇનું આ ઘરમા મર્ણ થયુ છે."

"કેવી રીતે?"

" ઝેરથી. "

ખંડેરાવ વિચારમાં પડયો, ને ફરીથી જગન્નાથને પૂછયું. " બોલો ! આગળ ચલાવો શું હકીકત છે ? "

જગન્નાથે જણાવ્યું :–" વિષ ખાઈ તેમણે આત્મહત્યા કરી છે, પરંતુ એ વાત પર આપે લક્ષ્ય આપવાનું નથી. કાલ રાતના મારા મોટાભાઇ પણ ગૂમ થઇ ગયા છે. તેઓ જીવતા હોય તો જીવતા અને મરી ગયા હોય તો તેમનો મૃતદેહ અમને મળવો જોઇએ. "

" જીવતા અગર મૂવેલા એનો અર્થ ? "

" પોતાની સ્ત્રીના મૃત્યુ પછી તેઓ ગાડા જેવા બની ગયા હતા, તેથી વખતે આત્મહત્યા કરી હોય એવો સંભવ છે. "

" ત્યાર પછી ? "

" વધુમા ઘરના દિવાનખાનાના દ્વાર અંદરથી બંધ કરેલા હતા. તે દ્વાર તોડી નાખી તપાસ કરી હતી, પરંતુ ઘરની અંદર કોઈ પણ નહોતુ "

" ઘરની અંદરથી કોણે બારણા બંધ કર્યા હતા ? "

" તે જાણવામા આવ્યુ નથી, હુ તો ફક્ત આજેજ અહિયા આવ્યો છુ "

" ત્યારે તે સબંધમા આપ કાંઈ બરાબર જાણતા નથી કેમ ? સઘળી સાભળેલીજ હકીકત કહો છો ? "

" હા ! સાભળેલીજ વાત કહુ છું, પરંતુ વધુ હકીકત આ દાક્તર સાહેબ આપને જણાવશે ! "

દાક્તરે કાંઈ પણ જવાબ આપ્યો નહિ, તેથી ખંડેરાવ તેના તરફ તિક્ષ્ણ દૃષ્ટિએ કેટલાક વખત સુધી જોઈ રહ્યો, અને પૂછ્યું. "કેમ દાક્તર સાહેબ! આપ તો તે વખતે મારા ધારવા પ્રમાણે અહીંયાં હાજર હશોજ?"

દાક્તરે આ વખતે નિરૂપાયે જવાબ આપ્યો "હું જે કાંઈ જાણું છું, તે સઘળું આપને જણાવવાને તૈયાર છું!"

ખંડેરાવે પોતાના ખીસ્સામાંથી એક ન્હાની નોટબુક બહાર કાઢી અને કહ્યું "દાક્તર સાહેબ! હું જે કાંઇ પ્રશ્ન પૂછું તેનો કૃપા કરી ઉત્તર આપશો તો કાર્ય બહુજ સરલ થશે."

દાકતર ગોકળદાસનું હૃદય કંપાયમાન થયું, તે બહુજ મહેનતે પોતાનું હૃદય કબજે રાખી બોલ્યો "આપને જે પૂછવું હોય તે પૂછો"

'આપે છેલ્લામાં છેલ્લા નરોતમદાસને કિયા સમયે જોયા હતા?'

ગોકળદાસ પોતાના મનમાંજ ગભરી ઉઠ્યો "કેવા વિચિત્ર પ્રશ્ન!" તેનું મુખ સૂકાઇ ગયું, તે આમ તેમ જોવા લાગ્યો ખંડેરાવ તેના શરીરની સ્થીતિનું બરાબર રીતે નિરિક્ષણ કરવા લાગ્યો આખરે દાકતરે ના ચાલ્યે ઉત્તર આપ્યો. "કાલે સવારે"

'ત્યારે એમ સમજાય છે કે કાલે સવારે તમે આ મકાનમાં આવેલા હતા કેમ? હમેશા રાત્રીએ તમે તેમની પાસે આવતા હતા કે? કેટલા વાગે તમે તેમને જોયા હતા?

"ના, સાંભળ્યું હતું કે તેઓ સૂઇ ગયા છે, જેથી તેમને ઉઠાડયા નહોતા"

"જે વખતે પોલિસે આ બારણાં તોડયાં તે વખતે તમે હાજર હતા કે?"

"હા! પોલિસ ઇન્સપેકટરે મને બોલાવ્યો હતો."

"તમારા મનમા આવ્યુ હતુ, કે આ ઘરની અદરજ નરોતમદાસ આત્મહત્યા કરી મરેલા પડયા છે"

"હા! એ પ્રમાણે મારા મનમા આવ્યુ હતુ"

"તે વખતે આપે તેમને જણાવ્યુ હતુ કે તેઓ મરી ગયા છે?"

દાક્તરનુ મન ડગી ગયુ. બળદેરાવ તેના મુખ સ્હામુજ જોઇ રહ્યો

• દાક્તરે વિચાર કરી જવાબ આપ્યો "ઘરની અંદર તપાસ કરતા પત્તો નહિ મળવાથી એમ અનુમાન બાધવાનુ કારણ મળ્યુ હતુ"

"આપની સાથે તેમને બહુજ મિત્રાચારી હતી કેમ?"

"હા! એટલો બધો સ્નેહ હતો, કે તેઓ પોતાના વિલમાં મને એકઝીકયુટર (વ્યવસ્થાપક) તરીકે નિમી ગયા છે."

"ઠીક! વીલની વાત જાણવામા આવી, તે પણ બહુ સારૂં થયુ છે. તેની અદરથી મૂળ ખરી હકીકત મળી આવશે. તેમ કોણ કોણ આ વાતની અંદર સબધ ધરાવે છે તે પણ સમજાશે.

વિલની અંદર જે એક સ્ત્રી પણ છે તેની તપાસ થશે, પરંતુ હાલ તેની જરૂર નથી. વારૂં ! આગળ જે કાંઇ પૂછુ તેનો ઉત્તર આપશો ?"

"હુ આપનુ કહેવુ બરાબર સમજ્યો નથી."

"પ્રથમ મારે ફક્ત એટલુ જ જાણવાની જરૂર છે, કે નરોતમદાસના મૃત્યુથી કોને કોને લાભ મળવાનો છે ?"

"હુ અને જગન્નાથ બન્ને મૃત નરોતમદાસના એક્ઝીક્યુટરો છીયે"

' કોણ જાણે છે કે તેઓ મરી ગયા છે ? આપ બરાબર રીતે જાણો છો કે તે મરીજ ગયા છે ?"

' હુ ? હુ ? ના ! ના ! હુ કેવી રીતે તે જાણુ ?"

"હા ! એ વાત સત્ય છે, કે આપ અને આ જગન્નાથ મર્ણ પામેલા નરોતમદાસના એક્ઝીક્યુટર તરીકે નિમાયા છો અને તેમના મરી ગયા પછી-"

આ વખતે જગન્નાથ વચ્ચે બોલી ઉઠયો "ભાઇની સ્ત્રી મરી ગયા હોય તો તેમની સઘળી મિલકત અમો બન્ને જણને મળે." ક્ષણવાર વિચારી કરી ફરી તેણે જણાવ્યું. "એ ઉદ્દેશને લઇને કદાચિત્ તપાસ કરવામા આવે તો તો અમારા બન્ને ઉપરજ વહેમ લાવવાનું કારણ ઉપસ્થિત થાયછે. હુ તો અહિંયા પહેલેથીજ હાજર નહોતો; અને તેથી તમારે ડાક્તરના ઉપરજ સંદેહ લાવવો પડવાનો ! કેમ ખરૂને ?"

ખંડેરાવ હસવા લાગ્યો. ગોકળદાસ તે હાસ્ય આનંદનુ સમજ્યો નહિ. જગન્નાથની વાત ઉપરથી તે પોતાના મનમા બહુજ ભયભિત બન્યો, કિન્તુ બહુ મહેનતે તે ભાવ બહાર દેખાવા દીધો નહિ. ખંડેરાવ તેના અંતરનો મનોભાવ બરાબર રીતે સમજી ગયો, જેથી તેણે કહ્યુ. "એ વાત તે કાઇ ખરી હોય ? અમારે તો અન્ય સ્થળે અમારી દૃષ્ટિ ફેરવવાની છે. ચાલો કહો ! તેમની અવસ્થા કેવી હતી ?"

"બહુજ સારી." ડાક્તરે ઉત્તર આપ્યો.

"તેમની હયાતીમા આપને બન્નેને કાંઈ સારો લાભ મળ્યો હતો ?"

"ના. પણ મને લાગે છે કે તેમણે આત્મહત્યા નહિ કરી હોય"

"કેમ જાણ્યુ ?"

"કોઇ પણ રીતે આના જાણવામા આવ્યુ છે" એમ ગોકળદાસ પોતાના મનમા બોલી ગયો. તેનુ હૃદય બહુજ કંપવા લાગ્યું "શુ ઉત્તર આપવો તે સૂઝયુ નહિ" કાઇ પણ પત્તો મળવો અશક્ય હોવા છતા આ કેવી રીતે જાણે ? હુજ નકામો ભય રાખુછુ આ પ્રમાણે ગોકળદાસ પોતાના મનમા વિચાર કરવા લાગ્યો.

એટલામા દાસી પાન લઇને આવી ખંડેરાવ તેના સ્હામી દૃષ્ટિ કરી પૂછવા લાગ્યો "કેટલા દિવસથી આ અહિંયા રહેછે"

જગન્નાથે જણાવ્યું. "ઘણા વર્ષથી છે, ત્રણ ચાર વર્ષ પર જ્યારે ભાઇને મળવા માટે હું અહિયાં આવેલો ત્યારે પણ એ અહિંયાજ હતી."

"તેની સાથે પછીથી વાત થશે, પહેલાં જે ઓરડો બંધ હતો, તે એક વખત મારે જોવાની જરૂર છે."

"ચાલો"

"નહિ! હુ એકલોજ જોવા જઇશ એવી બાબતમાં મને એકલા તપાસ કરવાની બહુ મજાહ પડે છે'

"ત્યારે આપને જેમ ઠીક લાગે તેમ કરો"

એકાએક સહસા બડેરાવ દાક્તરના સ્હામુ જોઇને બોલ્યો "એટલા માટે આમના ભાભીએ ઝેર પીને આત્મહત્યા કરી છે?"

દાકતરે તે સાંભળીને ઉત્તર આપ્યો "આપને તો નરોત્તમદાસના ગૂમ થવાના સબંધમા તપાસ કરવાનો છે"

"હા! બરોબર છે. એટલા માટેજ મને બોલાવવામાં આવ્યો છે, ત્યારે તો એજ બાબતમા મારે શોધ કરવાનો છે. પરતુ હકીકત શુ છે તે તો મ્હારે સમજવુ જોઇએને?"

"તે સબંધમા તમારો શો નિશ્ચય થયો છે? મારાં ભાભીની આત્મહત્યાની સાથે ભાઇના ગૂમ થવાનો કાંઇ સબંધ છે?" જગન્નાથે પૂછ્યું

"એ બાબતમાં મારો દૃઢ નિશ્ચય થયો છે"

ગોકળદાસનું હૃદય એ સાંભળતાંજ જડવત્ બની ગયું, અને તેની વિચારશક્તિ તદ્દન નાશ પામી ગઈ.

જગન્નાથે ખંડેરાવને કહ્યું :–"આપને જે યોગ્ય લાગે તે કરો, આપના ઉપર મને સંપૂર્ણ વિશ્વાસ છે, ગમે તે રીતે મોટાભાઇને શોધી લાવો. આપને આપની મહેનતના બદલામાં એક હજાર રૂપીયા ઈનામ આપીશ."

"તેમ હશે તો મને ઈનામ મળવાની આશા નથી."

"કેમ ? એમ શાથી કહો છો ?"

"હુ જે કાંઈ જોઉછુ તેથી મારી ખાત્રી થાય છે કે ઇનામ મેળવવાની બીંદુ માત્ર પણ આશા નથી"

"એ કેવી રીતે ? તો પછી તમે તેમની શોધ કરી મેળવી શકશો નહિ ?!"

"હા ! એમજ જણાય છે"

"ત્યારે શું તમને એમ જણાય છે, કે તેઓ જીવતા નથી?"

"મને એમજ સમજાય છે. એટલા માટેજ એક કરાર કરવા માગુ છુ કે–"

"શુ કરાર કરવો છે તે કહો."

"એજ કે હું તેમના ખૂનીને પકડુ કે તરતજ મને ઇનામ મળવું જોઇએ"

"ખૂનીને ? ખૂનીને ? તે કેવી રીતે ? તે કોણ છે ?"

ડાક્તરનું મન ડગમગી ગયું. જગન્નાથે આગળ પૂછવાનું જારી રાખ્યું.

"ખૂની! તે કોણ છે? કોઇએ તેમનુ ખૂન કર્યું છે?"

"હા! હા! જેણે ખૂન કર્યું છે તે મારા મનમા છે."

"ત્યારે તો મને લાગે છે, કે જો તમે ધારશો તો તે દૂરાત્માને પકડી શકશો?"

"નક્કી! પરંતુ મારો હાથ ઉપડતો નથી. હું એ કામ હાથમા લેઇશ નહિ"

"જો આપ ખૂનીને પકડી આપશો તો હું આપને બે હજાર રૂપીયા આપીશ."

ડાકતરના મનમા નિશ્ચય થયો, કે ખંડેરાવ જે વારવાર એનીએજ વાત ઉપાડે છે તે હમણાજ કહી દેશે કે "ડાકતર આવો! આપના માટેજ બે હજાર રૂપીયા ઈનામ ઠરાવ્યું છે."

"પતિત કેરાં પાપ સહુ, પતિત દૃષ્ટે થાય,
હરનિશ કહેતા આવીને, હમણા તું પકડાય".

# પ્રકરણ ૬ ઠું.

## તપાસ.

સત્ય સમજવા કારણે, કરવો સતત્ ઉપાય,
કળ બળ છળથી છેતરી, લેવુ સત્ય સદાય.

ખંડેરાવે ત્યાર પછી પોલિસે જે દિવાનખાનાનાં દ્વાર તોડી નાંખ્યાં હતાં તે સ્થળે જઇને તપાસ કરવા માંડી, તો તેને જણાઈ આવ્યું કે, જે ચીજો જે ઠેકાણે પડેલી છે તે ને તે સ્થળે પડેલી છે. પોલિસના ચાલ્યા જવા પછી કોઇએ પણ તે ઘરમાં પ્રવેશ કર્યો નથી. છતા ખંડેરાવે બહુ વખત પર્યંત બારિકાઇથી પોતાનુ તપાસ કરવાનું કાર્ય ચાલુ રાખ્યું તે દિવાનખાનાની અંદર જે જે વસ્તુઓ રાખવામા આવેલી હતી તેનુ તેણે એકે એકે બરાબર રીતે ચોકસાઈથી અવલોકન કર્યું, તેમજ નિચેની બાજુએ પણ જોયું.

અર્ધોએક કલાક આવી રીતે તપાસ કર્યા બાદ તે દિવાનખાનાની અંદર પડેલી ખુરસીને પાસે ખેંચી તે ઉપર બેઠો. ખીસ્સામાથી એક ચીરૂટ કાહાડી પોતાના મોમા મૂકી દિવાસળી સળગાવી ચેતાવી, અને શાન્તપણે વિચાર કરતા કરતા પીવા લાગ્યો

પછી કેટલોક વખત વિચાર કરી તે બોલી ઉઠયો. "આ ઘરની અંદર ચાર પુરૂષ અને એક સ્ત્રીનું આવવુ થયેલું હોવું જોઇએ, એમ તપાસ કરતા બરાબર રીતે જણાઇ આવે છે. તેમાંનાં બે મનુષ્યોએ આ જીના દ્વારાએ પ્રવેશ કરેલો હોવો જોઇએ, જેનાં ચિન્હો મળી આવે છે; પરંતુ તેઓ કેવી રીતે બાહાર ગયાં તે પુરેપૂરૂં સમજાતુ નથી, અને બીજા બે જણ, બે જણ ? કેમ એક સ્ત્રી તથા બે પુરૂષ એ ત્રણ જણાંઓ દ્વાર બંધ કરીને બહાર ગયાં છે. કિન્તુ આ પ્રમાણે દ્વાર બંધ કરી જવાનુ કારણ ? ઘરની અંદર તો કાંઈ પણ હતુ નહિ, ત્યારે એજ—નાસી

જવાનો સમય મળે એટલા માટેજ તેમણે તેમ કરેલું હોવુ જોઇએ; છતાં હજી ખરેખરૂં સમજાઇ શકાતું નથી એટલુંજ નહિ પણ આ ઘરની અંદર બે અગર ત્રણ માણસોએ એક વખત બહુજ સારી રીતે મલ્લયુદ્ધ મચાવેલુ હોવુ જોઇએ; એમ છતાં ઘરની અ દરની કોઇ પણ વસ્તુ ભાંગી નથી, કે પોતાના સ્થળેથી ખસવા પામેલી નથી, તેથી એમ સમજાય છે કે તેઓએ તે મલ્લ યુદ્ધ બહુજ સભાળપૂર્વક કરેલુ છે. મારી તિવ્રદૃષ્ટિની તપાસમા એથી અધિક જાણવાનુ કાંઈ પણ મળતુ નથી. તે સિવાય એક બાબત રહી જાય છે. આ સ્પષ્ટ રીતે ચીન્હો જણાય છે કે, કોઇ એક ચીજ તાણીને જીના સુધી લઇ જવામાં આવી છે. તે વસ્તુ કઠિણ નહિ પર તુ નરમ હોવી જોઇએ કેમકે જો કઠીણ હોય તો તેનો ઘસારો બીજે ઠેકાણે પણ પડવો જોઇએ. ત્યારે એ વસ્તુ શુ હોવી જોઇએ? તે કાંઈ બરાબર રીતે જાણી શકાતુ નથી."

ખ ડેરાવ પાછો કેટલોક સમય પર્યંત શાન્તપણે બેસી રહ્યો અને ચીરૂટ ખેચવા લાગ્યો. ક્ષણવાર વિચાર કરી પાછો કહેવા લાગ્યો. "દાકતર ઉપર મારા વહેમનું બહુજ આકર્ષણ થાય છે. મારા વિચાર પ્રમાણે એ માણસ બહુજ ખરાબ હોવો જોઇએ, એમા સ દેહ નથી. મારા મનમા વિશ્વાસ આવે કે નહિ, અગર તો મારા મનની સમતા રહે કે નહિ, કીન્તુ તેનામા અતિશય સમતા ભરેલી છે. જો કે આ ઘરની અ દર ચાર પુરૂષો અને એક સ્ત્રી આવેલી છે, છતા એક પણ મનુષ્યના પગલા પડેલાં

જોવાતાં નથી. હાં હાં! આ ફક્ત આરજ આંગળાં પડેલાં દેખાય છે, બીછાનાની ચાદર ઉપર તેના હાથના ડાઘ પડેલા જોવાય છે. આ કોઇ સારા માણસના આંગળાં નથી. બહુજ મલિન માણસના હાથના હોવાં જોઇએ. ઠીક છે, અત્યારે તો એટલે સુધી નક્કી થઈ શકે તેમ છે, હવે એક વખત દાસીને મળવાની અગત્ય છે."

આ પ્રમાણે વિચાર કરી તે દિવાનખાનાની અંદરથી બહાર આવ્યો, અને દાસીને બોલાવી. તે આવી પહોંચતાજ તેને એક પાસેના ઓરડાની અંદર લઇ જઇ બેઠો અને કહ્યું–'બેસો.'

દાસી યુવાન વયની કે વૃદ્ધાવસ્થાની નહોતી, કિન્તુ મધ્યમાવસ્થાની હતી. તેની વાણી બહુજ રસિક હોવી જોઇએ એમ ખંડેરાવ તેને જોતાજ અનુમાનથી કળી શકયો હતો તેથી મૃદુ હાસ્ય કરતા ખંડેરાવે તેને કહ્યુ. "તમારી સાથે મારે કાંઈક ગુપ્ત વાત કરવાની છે. કહો, તમારૂં નામ શુ ?"

"આપને નામનુ શુ કામ છે?"

"તમારૂં નામ કહો, તે કહેવામાં શુ હરકત છે?"

"મારૂં નામ મેના છે."

"વાહવા! બહુજ સુંદર નામ છે, તમે પણ સ્વરૂપે સુંદર છો."

"એમ કેમ? આપ આવી રીતે કેમ બોલોછો?"

"તમને જોઇને હું ભાન ભૂલી ગયો છું. ઠીક! તમારૂં કોઇ સંબંધી છે?"

" ના, મારે હવે કોણ હોય! હવે કોણ રાખે તેમ હતુ ?"

" ત્યારે તમારી સાથે કોઇનો વિવાહ કરાવી આપવાનુ મારૂં મન છે. આટલા દિવસ પર્યંત મનની ઇચ્છા મુજબનુ મનુષ્ય નહિ મળવાથી તેણે હજી સુધી લગ્ન કર્યું નથી."

" આપ ક્યાં ગોઠવણ કરશો ?'

" આ ઘરમાજ "

" આ ઘરમાં–ઘરમાં કોણ છે ? કોની સાથે કરાવવા ચાહો છો ? "

" આ માણસની સાથેજ ! "

" શુ તમારીજ સાથે ! આપના ઘરમા આપની ઇચ્છાનુસાર મનુષ્ય નથી ? ".

" ના નથી ! તે માટે ગભરાશો નહિ, હુ એક બહાદુર ડીટેકટીવ છું. "

" ત્યારે તો બહુજ પૈસા મળતા હશે ? "

" હા બહુજ ! કોઇ કોઇ વખતે એક દિવસમાં બે હજાર રૂપીયા સુધી પણ મેળવી શકુ છું. "

" ત્યારે શા માટે લગ્ન કરતા નથી ? "

" જો તમે મને મદદ કરનાર થઇ પડો તો બની શકે. "

" હુ ? "

" હા, તમે. હું તમોને મેળવી શકુ તો બે હજાર રૂપીયા પણ મને મળે તેમ છે, તમને પણ તેમાથી અર્ધા રૂપીયા મળશે."

"હજાર રૂપીયા ?"

"જો મરજી હશે તો બધા તમનેજ આપી દેવામા આવશે."

"ઠીક છે, બોલો ત્યારે મારે હવે શુ કરવાનું છે ?"

"તમારા જેવી ચાલાક સ્ત્રી જો મને સહાય કરતા થઇ પડશે, તો આ કામના સબધમાં હકીકત મેળવવી મને બહુજ સ્હેલી થઇ પડશે"

"બોલો, મારે શુ કરવાનુ છે તે જણાવો ?"

"હા, કયારે શેઠ ચાલ્યા ગયા હતા ?"

"કાલ રાત્રે સધ્યાકાળના વખતે તેમણે મને કહ્યુ હતુ કે તુ ઘર આગળજ રહેજે, અને મને કોઈ બોલાવે નહિ એમ કરજે. પરતુ તેઓ તેમના સૂવાના ઘરમા ગયા નહોતા. મે એક વખત બૂમ મારી તેમને બોલાવ્યા હતા, તે વખતે ઘરની અદર કોઇ પણ હતુ નહિ"

"ત્યાર પછી તમારી પાસે તમારૂ કોઇ પણ માણુસ આવ્યુ નહોતુ ?"

"મારૂ માણુસ! એ કેવુ ? મારે કોઈ પણ માણુસ નથી."

"ઠીક! કાલ સધ્યાકાળ પછીથી મોતીબાઇ કયા હતી ?"

"નીચે."

"અને હમણાં ?"

"આ વખતે તો તે તાવ આવવાથી ઉપરની બાજુએ સૂઇ રહી છે"

"ઠીક! કાલ આ બનાવની અંદરથીજ તેને તાવ ચઢી આવ્યો છે."

દાસી ખંડેરાવની વાતનો ભાવ બરાબર રીતે સમજી ગઇ, તેના મનની અંદર ભીતિ ઉત્પન્ન થઈ, તેથી તેણે જણાવ્યું. "આપ શું કહેવા માગો છો? મોતીબાઇનો આ સંબંધમાં હાથ હોવાનુ જણાવો છો?"

"ના, મેના! હું એ વાત ખાત્રીથી કહેતો નથી. વધુ પુરાવો મળે નહિ ત્યા સુધી કોઇના પર વહેમ લાવવાનું મને કારણ નથી ફક્ત આતો તમારી અને મારીજ વાત છે. વારૂ! એતો જણાવો કે તમને કોના ઉપર વહેમ આવે છે?"

"વહેમ! શુ કહો છો?"

"નરોતમદાસનુ શુ થયું છે, તે તમને ખબર છે?"

"તેતો ભગવાન જાણે."

"બહુ સારૂ ત્યારે કહો વારૂ આ ઘરની અંદર જે જે આવે છે તેઓની અંદર બહુજ નિર્દય અને માણસને મારી નાખે એવુ કોણુ કોણુ આવે છે તે તમને ખબર છે?"

"હુ તે જાણુતી નથી"

"તમારા મનની અંદર વિચાર કરો. દાક્તર—"

"દાક્તર! હા, એ જે કાઇ ધારે તે કરે તેવો છે ખરો."

ખંડેરાવ ગંભીર બની ગયો મેના તેની પાસેજ નિચેની બાજુએ જરા દૂર બેઠી. થોડીવારે રાવે તેને જણાવ્યું. "મેના!

ખરૂં કહો છો. મેં તેને જોયો ત્યારથીજ મને તેના ઉપર અતિશય સંદેહ ઉત્પન્ન થયો છે. ”

“ મારો વહેમ પણ તેના ઉપરજ ચોટયો છે, શેઠાણીના મનમા તે કેમ સારો લાગ્યો હશે, તે મને સમજાતુ નથી ”

“ અને તેથીજ મણિભાઇ ઉપર તેનો પ્રેમ હશે ? ”

“ પ્રેમ ! પ્રેમ તે કેવો એકમેકને ગળે વળગી બેસે તેવો. જ્યારે જ્યારે શેઠ ઘર આગળ હોય નહિ, ત્યારે ત્યારે દાક્તર હાજરજ હોય ! ”

“ ઠીક ! ત્યારે દાક્તર મણિભાઇને બહુજ વ્હાલો હતો કેમ ?”

“ હુ કહુ છું કે હૈયાના હાર અને કોટનું માદળીયુ હતું. મેનાની આખમા ધૂળ નાખવી સ્હેજ નહોતુ. હુ એવી નથી. મારૂં નામ શુ મેના. ”

“ દાક્તરની સાથે નરોતમદાસને પણ બહુ સારા સારી હતી કેમ ? ’

“ જેવી મણિભાઇની સાથે હતી તેવી નહિ, તેમ મોતી-બાઇના જેવી પણ નહિ. ”

“ મોતીબાઇની સાથે પણ દાક્તરને સ્નેહ છે કે ? એમ તો નહિ હોય. ”

“ હા છે. ’

“ મણિભાઇની સાથે કેવુ ચાલતુ, તે બધુ મને ખૂલ્લેખૂલ્લું કરી જણાવો. મારી તે સાંભળવાની મરજી છે. જો જો આ આપણા

બન્નેના હિતની વાત છે. મને જણાવવું એમાં દોષ શો છે ?"

મેનાએ મ્હો મલકાવી જવાબ આપ્યો એ બન્ને જણમાં બહુજ પ્રેમ હતો. એક દિવસ હુ ડાક્તરને મણિબાઇના રહેવાના ઘરમા ગયેલો જોઇને તેની પાછળ પાછળ છાનીમાની જઈ જોવા લાગી, તો ડાક્તર શેઠાણીની સોડમા પેસીને બેઠો હતો અને શેઠાણી તેને કહેતા હતાં કે.—ના ! ના ! આવી રીતે હવે હુ રહી શકીશ નહિ. મને જો કે તેઓ દેવિ સમાન માને છે, પ્રાણથી પણ અધિક પ્રેમ દેખાડે છે, અને વળી મ્હારા સ્વામિ છે એટલે સઘળું હુ તેમની પાસે જણાવી દઈ તેમના પગમા પડીશ અને ક્ષમા ચાહીશ." મણિબાઈના આવા શબ્દો સાંભળી ડાક્તર બહુજ ગુસ્સે થયો અને કહેવા લાગ્યો "જો તુ તેમ કરશે તો મારૂ તો સત્યાનાશ વળી જશે ત્યારે શેઠાણીએ જવાબ આપ્યો કે, તમે મારૂ શુ બાકી મૂકયુ છે ?" પરંતુ એટલામા ડાક્તરે મને જોઇ. મને જોતાજ તેણે એવુ મૂખ કર્યું, કે તે જોઇને મને બહુજ ભય લાગ્યો તે દિવસે રાત્રે શેઠાણીએ મને એક રૂપીયો બક્ષીસ આપ્યો હતો, અને કહ્યુ હતુ કે હુ તેવી નઠારી નથી"

"ના હુ કયા કહુ છુ કે તમે તેવા છો ?" મે તેમને જણાવ્યુ.

"હુ ડાક્તરને હવે જોવા માગતી નથી" શેઠાણીએ કહ્યુ.

"શા માટે નહિ ?" મે જવાબ વાળ્યો.

"જો કે આગળ તેણે મારી બહુજ ખુશામત કરી હતી. પરતુ એના જેવો નઠારો માણસ કોઇ નથી."

"ગમે તેમ હો, જવા દો પરંતુ ત્યાર પછી શેઠાણી અને દાકતરને બહુજ ઝગડો ચાલતો હતો. શેઠ પણ એ વાત જાણતા હતા."

"એમકે ?'

"વાહવા ! તેઓ તો દેવ સમાન હતા તેમના જેવા તો માણસજ નહિ થાય શેઠાણી તેમને પોતાના પ્રાણ કરતાં પણ અધિક વ્હાલા હતાં, તેઓ છાનાંમાના કામ કરતા તો તે તેમને ગમતુ નહોતુ."

"ત્યારે શુ એટલા માટેજ મણિબાઇએ પોતાના હાથે ઝેર ખાધુ હશે ?' ખડેરાવે પૂછ્યુ.

'હા ! એટલા માટેજ ! નઠારા કામ કરીએ તો એવુજ થાય તો ? વખતે કોઈ સમયે પાપ ઉઘાડુ થશે, એમ સમજીનેજ તેમણે ઝેર ખાધુ હશે. નહિ તો બીજી બધી રીતે તેઓ બહુજ સારા હતા. મને તે બહુજ વ્હાતા હતા. મારી સાથે મમતાથી વર્તતા હતા. એવા માણસો તો થશેજ નહિ."

ખડેરાવે હવે એટલેથીજ સમેટવાનો વિચાર કરી મેનાને કહ્યું. મેના ! આજે એટલુજ. બહુ વખત તારી સાથે વાતો કરી આનદ મેળવ્યો. શુ તુ મને ભૂલી જશે મેના ?"

મેનાના મુખ પર હાસ્ય સ્ફુરી નિકળ્યુ. તેણે જવાબ આપ્યો. "આ શુ બોલોછો ?"

"ત્યારે ફરીથી પાછો તને મળીશ."

એ પ્રમાણે મેનાને કહી ખડેરાવ ત્યાંથી વિદાય થયો. તે ફરીથી દાક્તર કે જગન્નાથ બેમાંથી એકેયને તે વખતે મળ્યો નહિ, અને કાંઈપણ બોલ્યા ચાલ્યા સિવાય ઘરમાંથી બહાર નિકળી ગયો.

માનુનિનું મન મનવવા; લેવા નિજ કર માંહ્ય,
પ્રેમ વાતને પ્રગટવી, વશ વનિતા પળ થાય



# પ્રકરણ ૭ મું.

## બે ચોર.

ઠગને ઠગ ઠગવા ચહે, ઠગવાનો કરી ઠાઠ,
ચાર ચતૂર લઇ જાય કે, આપ ગૂમાવે આઠ

ખડેરાવ કયા જાય છે, તે જોવાને માટે મેના બારણાની સમિપમા આવી ઉભી રહી. પરતુ તે પહેલાં તો ખડેરાવ પોતાને કોઇપણ જોઇ શકે નહિ તેવી રીતે ઘર બહાર નિકળી ગયો હતો, જેથી તે કોઇનાપણ જોવામા આવ્યો નહિ.

મેના ઘરમા પાછી વળવાનો વિચાર કરે છે, એટલામા રસ્તાની બાજુપરથી કોઇએ તેને બોલાવવાને સીટી મારી. મેના ચકીત બની ને પાછી વળી, અને કોણ છે તે જોવા ગઇ, તો એક માણુસ તેને હાથના ઇસારાથી પોતાની પાસે બોલાવતો જણાયો.

બોલાવનાર યુવક જાતનો હીંદુ હતો. તેની ઉમ્મર આશરે પચીસેક વર્ષની હતી, તેને લોકો લાલદાસ કહીને બોલાવતા હતા.

મેના તેની પાસે ગઈ, લાલદાસ તેને એક બાજુપર લઇ જઇ પૂછવા લાગ્યો. "તારી શેઠાણી કયારે મરી ગઇ છે? તે શાથી મરી ગઈ?"

મેનાએ જવાબ આપ્યો. "કાલ રાત્રેજ ઝેર ખાવાથી મરી ગઇ છે"

"ત્યારે હવે તેનાં એટલા બધા ઘરેણા કોણ પહેરશે?"

"કોણ પહેરે! સઘળું તીજોરીમા પડયું છે.'

"તીજોરીએ તો હમેશા તાળુ રહેતુ હશે?"

'હા! હમેશાં તાળુજ વાસેલુ રહે છે"

મેનાને આજેજ આવી વાત લાલદાસની સાથે થતી નહોતી, પરંતુ અનેક વખત દામોદર તેની પાસે આવતો જતો અને વાતો કરી જતો. તેમજ લાલદાસ પણ બે ચાર વખત આવી વાત કરી ગયો હતો. લાલદાસે પોતે કાલે શહેરમા હાજર હતો નહિ તેથી આજે પૂછવા આવ્યો છુ એમ જણાવ્યું.

મેનાએ ઉત્તર આપ્યો "હા! તેથીજ તમે કાલે જોવામાં આવ્યા નથી. વારૂ હમેશા આવવું જવું."

"હવે આવતો રહીશ. કાલે તુ મને મળજે."

તરતજ લાલદાસ ત્યાંથી વિદાય થઇ ગયો, અને એક ન્હાની ગલીમા પેઠો. કેટલેક દૂર આગળ ચાલ્યા પછી એક

વિશાળ પરંતુ પડી ગયેલા જેવા જુના મકાનના દ્વાર આગળ આવી તેણે દ્વાર ઉઘડાવવા માટે બહારથી બારણુ ખખડાવ્યું.

એક વૃદ્ધા સ્ત્રીએ આવી તરતજ બારણું ઉઘાડયું, અને કહ્યું. "આવો તમે આવ્યા કે ?"

લાલદાસે ઘરની અંદર પ્રવેશ કરતા તેને પૂછયું. "દામોદર કયાં છે ?"

"ઘરની અદર છે. આ ઘરની અદર જાઓ."

વૃદ્ધાના બતાવ્યા મુજબ લાલદાસે પાછળના ઘરની અદર પ્રવેશ કર્યો.

દામોદર એક બળવાન મારવાડી હતો. તે ભાડાની ગાડી ફેરવવાનુ કામ કરતો હતો. તેને એક ગાડી અને બે બળદ હતા. તે ગાડી ભાડે આપી ભાડુ લેતો, અને તે ઉપર પોતાનુ ગુજરાન ચલાવતો હતો તે પોતે કોઈ દિવસ ગાડી હાકવા જતો નહોતો, કિન્તુ ફકત તેની વ્યવસ્થા કરવાનુ કામ કરતો હતો લલદાસ તેનો અગત મિત્ર હતો, તેની સાથે તે એક ગુપ્ત વ્હેપારમા જોડાયલો હતો. મધ્યરાત્રી સિવાય તેમનો તે વહેપાર કદાપિ પણ ચાલતો નહિ.

મોડી રાત્રીએ તેઓ બન્ને બળદની ગાડી લઇ બહાર નીકળતા, અને જે ઘરમા લાગ ફાવે તેમા પેસી જઇ જે કાઇ હાથ આવતુ તે ઉઠાવી લઇ ગાડીમાં નાખી ગામની બહાર નિકળતા, અને પરગામથી આવતા હોય તેવી રીતે પાછા શહેરમા પ્રાતઃ-કાળ થતાની સાથે પેસી જતા. બન્ને બળદને તેઓ બહાર

નિકળતા ત્યારે એવો કાંઇક કેફી ખોરાક આપતા, કે તેઓ એક શબ્દ પણ બોલતા નહિ. વળી કોઈ સમય તો એવો પણ યોગ સાધતા કે, તેઓ ગાડી લઇ બહાર જતા ત્યાંથી પાછા આવતાં ગરબડ માલમ પડતી, તો જોતરેલી ગાડીને કોઈ એકાંત સ્થળે રાખતા, અને બળદોને ટેવ પાડેલી હોવાથી બીજા દિવસની રાત્રી સુધી ત્યાંને ત્યાંજ ઉભાં રહેતા લાલદાસ તથા દામોદર પોત પોતાંને ઘેર ચાલ્યા જતા છતા, બીજે દિવસે રાત્રે એની પોતાની મેળેજ બળદો ગાડી લઇ ઘર આગળ આવી ઉભા રહેતા હતા.

નરોતમદાસ તથા તેની સ્ત્રી કયા જાય છે આવે છે, તથા તેઓ પોતાના દાગીના અને રોકડ કયા રાખે છે વિગેરે સઘળી હકીકત મેના મારફતે લાલદાસે મેળવી લીધી હતી. એક દિવસ બન્ને જણાએ નરોતમદાસના ઘરમા પેસવાનો નક્કી કરી રાખ્યો હતો. તેથી જે દિવસે મણિબાઇએ આત્મઘાત કર્યો તેજ દિવસે લાલદાસે આવી દામોદરને જણાવ્યું. “ આજે બરાબર લાગછે.”

દામોદરે પૂછ્યું. “ કિયા કામનો ? ”

“ નરોતમદાસની સ્ત્રી મણિબાઇ મરી ગઇ છે. ”

“ કયારે ? ”

“ આજેજ ! આજે બરાબર સમય છે. ”

“ ત્યારે તો આજેજ જવુ. ”

“ હા ! આજે સઘળાં શોકમા હશે તેથી દુઃખી હાલતમા ગમે ત્યા પડશે. વળી ઘરમાં પણ ધમસાણ મચ્યુ હશે. દરેક

ચીજ જ્યાંની ત્યાંજ પડી હશે. પાછળના જીનાની બારીએ થઇ અંદર જવાથી કાંઈપણ હરકત આવશે નહિ, પૂષ્કળ માલતાલ અને પૈસા પડેલા હશે."

"નિશ્ચય આજેજ ત્યારે ? કેમ પોબાર"

"ઠીક! પણ મોડી રાત્રે જવામાં માલ નથી. સંધ્યાકાળના સમયે સહુ મણિબાઇને બાળવા જશે, તેમ બૈરીઓ પણ ન્હાવાને બાને નિકળશે. તે સમય સધાય તો બહુજ ઉત્તમ કાર્ય થાય તેમ છે! એજ વખત સાધવો મને તો ઠીક લાગે છે!"

બન્નેએ સાયકાળનો સમય નક્કી કર્યો રાત્રિના સાત આઠ વાગવાના સુમારે લાલદાસ અને દામોદર બન્ને જણા ગાડી લઇ બહાર નિકળ્યા અને નરોતમદાસના આગલા બારણા આગળ થઇને ગાડી પાછલી બાજુએ ગલી હતી તેમા ગોઠવી તેઓ જાણતા હતા કે એ પાછળની ગલીમા કોઈ આવે તેમ નથી.

પાછળની બાજુએ તેમણે કેટલાક સમય પર્યંત કાન દઇને સાભળ્યું; કિન્તુ કાઈપણ ઘરની અંદરથી અવાજ આવતો હોય તેવું સંભળાયું નહિ તેથી ઘરમા સઘળું શાન્ત હોય તેવું સમજાયું.

નરોતમદાસના ઘરની પાછળ છીંડી હતી તે છીંડીની પાસે સ્નાન કરવાને માટે એક ઓરડી હતી. તેથી છીડી ઓળગી તેઓ તે સ્નાન કરવાની ઓરડી ઉપર થઇ છજાની અંદર ગયા. છજા અંદરની બારીઓ અંદરની બાજુએથી બરાબર બંધ નહિ કરતાં ખાલી અટકાવેલી હતી, તેને બહુજ ચૂપકીદીથી તેમણે ઉઘાડી અને ઘરની અંદર પ્રવેશ કર્યો.

અંદરના ઓરડામાં જેવા તેઓ પેસવા જતા હતા, તેવોજ કાને શબ્દ પડયો. કોઈ માણસ અંદર હોય તેવું જણાયું. તેઓના મનમાં પકડાઈ જવાનો ભય ઉત્પન્ન થયો, તેથી એક બાજુના ખુણામા તેઓ ભરાઈ ગયા. દામોદરનું સઘળુ અંગ ભયથી કંપવા લાગ્યું, પરંતુ લાલદાસ હીમ્મત હાર્યો નહિ. દામોદરને ચૂપ રહેવાને તેણે તેનો હાથ દબાવ્યો, અને મૌન્ય રહેવા જણાવ્યું. લાલદાસ દામોદરને ત્યાંજ ઉભો રાખી આગળ આવ્યો અને અંદરના ઓરડાનું દ્વાર સહજ ઉઘાડી અંદર કોણ આવેલું છે તે જોવા લાગ્યો એકાએક તેણે નરોતમદાસને હાથમા પિસ્તોલ રાખી ઓરડાની અંદર આમતેમ ફરતે જોયો, તેથી તે પાછો દામોદરની પાસે આવ્યો અને એક ખૂણાની અંદર તેને છૂપાવ્યો, અને પોતે ધીમે ધીમે પાછો આવી કોઇપણ ના જાણે તેમ અંદરની બાજુએ શુ થાય છે, તે જોતો બારણાની એક બાજુએ બહાર બેઠો

હોયે હીમ્મત અધિક પણ, ચોર્ય કાર્યની માલ,
દિલમા ડર રહે છે અતિ, રખે આપ પકડાય

# પ્રકરણ ૮ મું.

## અરે ! આ શું ?

સુખમાં સોની સાભરે, દુઃખમા સમરે રામ;
દુષ્ટ હૃદય પણ જલ્પતા, ઉગારો ઘનસ્યામ.

લાલદાસ અને હામોફર પોતાના આયુષ્યના દિવસો આજે ભરાઇ ગયેલા જોવા લાગ્યા. નરોતમદાસે તેમના ઘરમાં આપણે પ્રવેશ કરેલા છે તે કોઇ પણ રીતે જાણ્યુ છે, એમ વિચારવા લાગ્યા, અને તે એટલા માટેજ પિસ્તોલ હાથમા લઇ દિવાનખાનામાં આવ્યો હોય, તેવુ તેમને ભાસવા લાગ્યુ. હમણાંજ ગોળી મારી પ્રાણ હરણ કરશે, એ ભયથી તેમનું શરીર અધિકાધિક કપવા લાગ્યુ. તરતજ અન્ય કોઇ પણ સમય નહિ લેવામાં આવેલું ઇશ્વરનુ નામ લેવાનો ક્રમ તેમણે ચાલુ કર્યો, અને અંતરમાને અંતરમા બોલાવા લાગ્યા કે:—

હરિવર લજ્યા રાખજોરેજી.
દ્રૌપદિની લજ્યા રાખી, ભિલનો કર્યો તો ઉદ્ધાર,
શર્ણ અમે સીતાના સ્વામી, બચાવી કહાડોને બહાર—હરિ•
માઝારીના બચ્ચા બળતા, ઉગાર્યા અવિનાશ,
ત્રાસ પશુવત મરતારે, સ્હાય કરો ત્રીપુરારી—હરિ•
આ એક વખત જો ઉગારો તો, ફરી ના કરીયે આવા કાજ,
મર્ણ તણો ભય મોહોટોરે, મોહનવર મહારાજ—હરિ•

"મોત! મોત! તારો ભય કોને નથી હોતો! દુષ્ટ હૃદયના માણસો તારી નજર પડતાજ કંપે છે અનેક કાળા ધોળાં કરનાર, હજારોના ગળા રેંસનાર, કસાઇઓ કરતા પણ ભૂંડા મનુષ્યો તારૂં સ્મરણ થતાંની સાથેજ કાળા મેશ જેવા બની જાય છે ક્ષણ વારને માટે સ્વપ્ને પણ જગતનો સૃજનાર કોઈ નથી, એવું જાણનારા પણ અંત સમયે કાળનો ઝપાટો જોતાં કુદરતના કરનારને

જાણે છે. પળ વાર તેના અસ્તિત્વને પિછાને છે; પરંતુ જ્યાં સુધી તે માયાના બંધનમાં રચ્યા પચ્યા રહે છે, ત્યાં સુધી એક-વાર પણ સંભારતા નથી! સંસાર અસાર છે! પાપનાં પ્રાયશ્ચિત ભોગવવાનાં છે! કાળાં ધોળાં કરી કરોડો ગણુ દ્રવ્ય કમાયા હોવા છતાં પણ તે સાથે આવનાર નથી. કાયા, કંચન અને કામિની કે કાલાઘેલાં કામ આવતાં નથી! એ સઘળુ કોણ સમજે છે?

" જબરો કાળ ઝપાટો છે, જન જગમા રમતાં ચેતો !
આખર એકલુ જાવુ છે, અણુજુગતુ કરતા ચેતો ! "

મનુષ્ય ધારે છે કાઇક અને થાય છે કાંઇક! અઢળક નાણું મળશે, મનના મનોરથ ફળશે, જીંદગી સુધીનું દારિદ્ર ટળશે, એવી મહાન્ આશાના પાસમા તણાઇને આવેલા દામોદર અને લાલદાસની ગતિ નરોતમદાસને હાથમા ગોળીથી ભરેલી પિસ્તોલ લઇ આવેલો જોતાજ વિચિત્ર બની ગઈ ગૂથેલી સઘળી મનોમાળા ત્રૂટી ધૂળમા મળી જતી દેખાવા લાગી. ક્ષણ પછી શું થશે તે તેમને ખબર નહોતી–કાળની કલ્પના આજેજ તેમને દૃષ્ટિગોચર થઇ! સ્વપ્નમા પણ નહિ સાભળેલો જગતનિયંતા આજેજ સાંભરી આવ્યો–કાળ! કાળ! તારી કરાળ દૃષ્ટિ અલૌ-કિક અને વિકાળ છે! તને જુએ છે ત્યારેજ મનુષ્યનાં માયાના આવરણો મૂકાય છે!

લાલદાસે નરોતમદાસને સહસા એકાએક પડદાની પાછળ સંતાઇ જતો જોયો. જોતાની સાથેજ તે વિસ્મય પામ્યો. પરંતુ તેથી તેના મનમાં એમ તો ચોકસ થયું, કે હજી નરોતમદાસે

આપણને જોયા નથી તેન્હવે અહિંથી પલાયન થઇ જવું કે કેમ ? અગર તો જે કાર્ય માટે આવ્યા છીયે, તે નક્કી કરીને જવું કે કેમ તેનો વિચાર કરવા લાગ્યો પળવારમાં મનુષ્યના વિચાર કેવા ફરી જાય છે ? ઘડી પહેલા મર્ણના ભયથી કપી ઇશ્વરની આરાધના કરનાર પાપી હૃદ્યીઓના હૃદય કેવા ફરી જાય છે. પલકમા ખલકના નાથની સાક્ષીએ કૂડા કર્મ નહિ કરવાની પવિત્ર પ્રતિજ્ઞા કરનાર તેને કેવી રીતે ભૂલી જાય છે ? હરિ ! હરિ ! તારી માયા વિચિત્ર છે. માયાના પાસમા કોણ મોહ પામ્યુ નથી ? વિશ્વમા કોઇ વિરલાજ તેને પાર પામે છે પામર જનો તેના પાસમા પડી સર્વદા તેમાજ રચ્યા પચ્યા રહે છે કૂદરત ! કૂદરત ! તારી કૃતિ ન્યારી છે, વિધાતા તારા કૃત્યોની બલિહારી છે.

લાલદાસ વિચાર વમળમા ગોથા ખાતો ખાતો શુ કરવુ તેનો વિચાર કરતો હતો, અ તરના તર ગોમા તરતો હતો, એટલામા દિવાનખ નાના આગળના દરવાજેથી એક સ્ત્રીએ અ દરની બાજુએ પ્રવેશ કર્યો, તેની પાછળ પાછળ એક પુરૂષ પણ અ દર આવ્યો આવેલા મનુષ્યોને લાલદાસ બરાબર રીતે ઓળખતો હતો, જેથી ગોકળદાસ અને મોતીબાઇના મુખ જોતાજ તેને બહુજ આશ્ચર્ય લાગ્યુ.

તેઓ શુ વાત કરે છે તે તેણે બરાબર રીતે કાન દઇને સાભળ્યુ. એકાએક દાક્તરે મોતીબાઇને મારી નાખવાના ઈરાદે તેનું ગળુ બહુ જોરથી દબાવ્યુ. મોતીબાઇના મુખપર રક્ત ચઢી આવ્યુ; તેનો કાંઈપણ ઉપાય ચાલ્યો નહિ. આ વખતે

લાલદાસના મનમાં તેને બચાવવા જવાનુ થયું; કિન્તુ કાંઈપણ ઉપાય નહોતો. પોતે ચોરી કરવા આવેલો હતો. ચૌર કાર્ય ચૂપકીનું છે તે બરાબર સમજતો હતો વખતે ખુલ્લા પડતાં પકડાઇ જવાનો ભય આવશે, અગર વગર રજાએ ઘરમાં પ્રવેશ કરવાને બ્હાને વગર ભાડાની કોટડીમાં જવુ પડશે, એ ચિતા તેના મનને ચૂર્ણ કરવા લાગી. ભલુ કરતા ભૂ ડુ કે ભવાડો થશે એવા ભયેં ભડકાવ્યો, તેથી બેઠો હતો તેજ સ્થળે ગૂપચૂપ બેસી રહ્યો, અને શાન્તપણે બનતો બનાવ જોવા લાગ્યો.

મોતીબાઇના મર્ણનો સમય આવી પહોચ્યો હતો, મોત તેને પોતાના મુખમા મૂકવાની તૈયારી કરી રહ્યુ હતુ. આખર વખતના સઘળાં ચિન્હો એક પછી એક અવલોકાવા લાગ્યા હતા, છતા તેની અ તની છેલ્લી ઘડીની હજી વાર હતી. હજી તેને સહજ-સાજ માયાના આવરણોની હવા ખાવાની હતી. તેનો પાપનો ઘડો પૂરેપૂરો ભરાયેલો નહોતો. ઇશ્વરના ન્યાયની દરબારમાં પોતાના કરેલા કૃત્યોનો ન્યાય આપવા જવાની કાઇક તક હતી, તેથી એકાએક નરોતમદાસ હાથમા ભરી રાખેલી પિસ્તોલ સહિત પડદા પાછળથી બહાર નિકળી સ્હામે આવી ઉભો રહ્યો તેને જોતાજ દાક્તરનુ દીલ ડામાડોળ બની ગયુ. આ વિચિત્ર ર ગ જોઈ ભયનો માર્યો તે એકદમ મોતીબાઇનુ ગળુ છોડી દઈ ઉભો થયો, અને દૂર જઈ બાજુએ ઉભો રહ્યો

મોતીબાઇ પણ ચેતન આવતા ઉભી થઇ ગઇ, અને દિવાનખાનાના પાછળના બારણાની તરફ વળી. તેને પોતાના

તરફ આવતાં નિહાળી લાલદાસનુ હૃદય કપી ઉઠયું. હમણાંજ પકડાઇ જવાશે, એવો ભય તેના મનમા પેસી ગયો જાણવામાં આવતા જાનથી મારશે. એવો નિશ્ચય થયો. દામોદર તો આ બનાવ જોતાજ મૂર્છિત જેવો બની ગયો હતો તેને બેફામ બનેલો જોઇ લાલદાસે તેના કાનમા કહ્યુ:–"જો જીવવાની આશા રાખવી હોય તો જલદીથી આ પીપની અદર પેસી જા"

"પ્રાણ–પ્રાણીમાત્રને પણ અતિશય પ્રિય હોય છે, તો માયાના પાસમા પડેલા મનુષ્યને હોય તેમાં નવાઇ જેવું નહોતુ" તરતજ દામોદર પીપની અદર ઉતરી પડયો. લાલદાસ પણ વિચાર નહિ કરતા તેની પાછળ તેની અદર પેસી ગયો ક્ષણવાર વિલબ થયો હોત તો પકડાઇ જવાનો સભવ હતો. તેઓ પીપની અદર પેઠા એટલામા તો મોતીબાઇ તે બારણુ ઉઘાડી અદરની બાજુ આવી, અને આજુબાજુએ નહિ જોતા એકદમ જીનાનુ બારણુ બધ કરી બહાર નિકળી ગઈ

બહુ વખત સુધી લાલદાસ અને દામોદર એ પીપની અદરજ ભરાઇ રહ્યા જ્યારે અદરથી અવાજ આવતો તદ્દન બધ થઇ ગયો, ત્યારેજ લાલદાસ બહાર નિકળ્યો, અને દામોદરને પણ બહાર આવવા જણાવ્યું.

દામોદરના દમ ઉપર વાત આવી ગઈ હતી પૈસાનો પૂરો પૂજારી મારવાડી માલ લેવાનુ માંડીવાળી ઘર તરફ પલાયન કરી જવા તૈયાર થઇ ગયો તેણે લાલદાસને કહ્યુ:–ચાલ! ચાલ! જાન લઇ જીવતા ઘર તરફ જતા રહીયે, નહિ તો વળી પસ્તાવું પડશે.

આજનો દિવસ અવળો છે, શુકન સારા થયા નથી. મહા મહેનતે મોતના મુખમાંથી બચ્યા છીએ. જીવતા હોઇશું તો વળી બીજે લાભ લઈશું. જો ! હું તો એક મિનીટ પણ હવે ઉભો રહેવા માગતો નથી. જોતો ખરો ! આ મારા હાથ પગ પેટમા પેસી ગયા છે! હવે કાઇ કરવુ નથી. ફરીથી આ રસ્તો લેવો નથી.

"ચાલ જઇએ છીએ! જરા અહિં ઉભો રહે!" શેતાનના સાથી લાલદાસે તેને સમજાવ્યો. પોતે દામોદરને એક બાજુએ ઉભો રાખી, તે જીનાની અદર ફરી આવ્યો દિવાનખાનાની બારી આગળ કાન માડી તપાસ્યુ કોઇ જણાતુ નથી, એમ જણાતા તેના મનમા હીમ્મત આવી, તેથી તેણે પાછા આવી દામોદરને કહ્યુ –"હવે નાસવાની જરૂર નથી જો આ બાજુએ જીનાનું બારણુ બધ કરી મોતીબાઇ નીચે ઉતરી ગઈ છે, તેમ અદરની બાજુએથી પણ કોઇ આવી શકે તેમ નથી ચાલ્ય, આપણે ઘરમા જઇએ"

"ના! ભાઈ! મારે તો આવવુ નથી? કાળના મુખમા પડવુ નથી જીવતા હોઇશું તો વળી ગમે ત્યારે જોગ આવશે પણ આજે તો નહિજ!"

"હવે કોઇપણ પ્રકારનો ભય નથી!"

"ભય નથી તો શું થયું? હુતો એ ઘરમાં આવવાનો નથી."

'ભલા માણસ હુ કહું છું કે હવે કાંઇ ભય નથી! જો, આવો વખત ફરી મળશે નહિ! આ એકજ વખતમાં હાથ

માર્યાથી ચિરકાળને માટે સદ્ગૃહસ્થ થવાનો સમય છે, તો તે શા માટે ગૂમાવે છે ?"

"કેવી રીતે ?"

"તે હુ તને પછીથી કહીશ ! પણ તુ મારી સાથે આવે છે કે નહિ તે પહેલું જણાવ ?"

"જો ભાઈ ! કાઇ સારૂ નઠારૂ થાય તો તારે માથે. હુ તો તારી સાથે આવ્યો છુ ને આવીશ. પણ–'

' બસ ! ત્યારે છાનોમાનો કાઇપણ બોલ્યા ચાલ્યા સિવાય મારી પાછળ પાછળ ચાલ્યો આવ '

"પણ પંહેલા એક કામ કર જા, નીચે જઇ ગાડીને આ જીનાના બારણા આગળ લાવીને ઉભી રાખ."

"ગાડીનુ અહિયા શુ કામ છે ?"

"શુ કામ છે, તે પછી જણાશે. પહેલા તો હુ કહુ છુ તેમ કર જો સાભળ ! હુ જીનાના કઠેરા આગળથી આને નીચે નમાવી દઈશ, તુ ગાડી ઉપર ઉભો રહી પકડી ગાડીમા નાખજે.

"આ શું છે ? એની ગાડીમા શુ જરૂરીયાત છે ?

"એ મરેલુ માણસ છે !"

દામોદર મુડદાનુ નામ સાભળતા બૂમ મારી ઉઠયો. લાલદાસે તેનું મુખ દબાવ્યુ અને કહ્યુ:–"શુ કરે છે ? હમણા વગર મોતે મરશે પકડાઇ જવાશે. કાઇ ભાન છે કે નહિ ? ક્યા છે તેનો તો વિચાર કર ?"

લાલદાસને દામોદરના ઉપર બહુજ ગુસ્સો આવ્યો, પરંતુ ક્રોધને દબાવી દઇ તે બોલ્યો:-" મે તને કેટલીવાર કહ્યુ કે કાંઇ ભય નથી ? આને લઇ જઇશું તો હમેશાને માટે પૈસાદાર બની જઇશું! પછી તુ ઘેર જઇને નિરાતે સૂઇ જજે, તારે કાઇપણ કરવાનુ નથી ફક્ત આને લઇ ગાડીમા નાખવો, એટલુંજ તારે કરવાનું છે. પછીથી જે કરવાનું હશે તે હુ કરીશ, અને સઘળુ આટોપી ઘેર આવીશ. બોલ શું કહે છે ?"

" તું જે કહીશ તે કરીશ! પરંતુ આને અડકવું શીરીતે ?"

" આવો મરેલા માણુસ જેવો બની જઇશ તો મ્હોટો માણુસ શી રીતે થઇશ ? જા, તુ નીચે ઉતરી ગાડી લાવ, હુ એને નીચે ઉતારૂં છુ ?"

એમ કહી દામોદરને બળ જોરથી નીચે ઉતારી લાલદાસ નરોતમદાસનુ મુડદુ જે ઓરડાની અંદર હતુ ત્યા આવ્યો, અને મૃત શરીરને ઉપાડી જીના આગળ લઇ આવી બહુજ ધીમેથી દામોદરને કહ્યુ .-" ચાલ પકડ આને ?" દામોદરે તેને પકડી ગાડીમા લીધો, કે લાલદાસ તરતજ બહાર નિકળી આવ્યો. બન્ને જણુ મૃત શરીરને બરાબર રીતે ગાડીમા ગોઠવી ગાડી હાકી ત્યાથી પલાયન કરી ગયા.

કેટલાક દૂર નીકળી ગયા પછી કંપીત સ્વરે દામોદરે લાલદાસને પૂછયું:-" હવે આનું શુ કરવું છે ? કયા લઇ જઈશુ ?"

' શા માટે ડરે છે ? જો શહેરની બહાર કાકરીયા તરફ મહાદેવનુ દેહેરૂ છે ત્યા ભૂતનો ભય હોવાથી કોઇપણ જતુ

આવતું નથી, તેથી તે ઠેકાણે રાખીશુ !"

"ત્યાર પછી ?"

"પછીની વાત પછીથી છે હવે ગભરાઈશ નહિ !"

"લાલદાસ ! જો મારૂં આખુ શરીર કપે છે. હુ–હુ–"

"ભલા આદમી ! હુ કહુ છુ કે હવે કાઇ બીક નથી ! બીએ છે શાને માટે ? હવે આપણુને કોણુ કહેનાર છે ? જોતો ખરો, કાલે મ્હોટા શેઠીઆ જેવા બનીને બેસીશુ અને મીલોના માલિક થઇશું"

"તે શી રીતે તેતો કહે ?"

"જો ! આ કેવી રીતે મરી ગયો છે, તેતો તુ જાણે છેને ?"

"મે તો કાઇ જોયુ જ નથી ! છતા જોયું હોય તો એ શુ ?"

"જેણે આ કામ કર્યું છે, તે કોણુ હતુ તે ખબર છે ?"

"હા, તેતો બરાબર રીતે જાણુ છુ કે પેલો દાકતર ગોકળદાસ કવિ હતો !"

"તુ જાણે છેને કે એ મોટો માણસ છે, અને તેની પાસે પચાસેક હજારની પૂજી છે ?"

"પણ તેથી આપણુને શો લાભ મળવાનો ?"

"આને તેઓ ઘરના દ્વાર બધ કરી ગળે ફાસો ઘાલી જતા રહ્યાં છે, તેથી હવે લોકો શુ જાણશે ?"

"જાણશે કે આ માણસે ગળે ફાંસો ઘાલી આત્મહત્યા કરી છે !"

"વારૂ! હવે તેથી દાક્તરને કાંઇ ડરવાનું રહ્યું કે ?"

"ના!"

"ઠીક! પણ હવે જ્યારે નરોતમદાસનું મુડદુ કાલે નહિ મળે, ત્યારે દાક્તરના મનમા ભય લાગશે કે ?"

"ભય! ભય તો મને અને તને લાગવાનો છે, કે આ મુડદાને ઉઠાવી લાવ્યા છીએ!"

"કેમ ?"

"મુડદુ આપણી પાસે છે તેથી ?"

"વિચાર કર. જો આ માણસ સાજો થઇ સઘળી હુકીકત કહી દે, તો દાક્તરની શુ ગતિ થાય ? તેને કયા જવુ પડે ?"

"ગાડો છે ? મસાણે ગયેલાં મુડદા તે વળી પાછા આવતાં હશે ? મુવેલા તે જીવતા થતાં હશે ?"

"જો! જો! તપાસ કર, હજી આ મરી ગયો નથી પણ તેનામા જીવ છે!"

લાલદાસની વાત સાભળતાજ દામોદર ગાડી ઉપરથી નીચે ઉતરી પડયો અને બોલ્યો:-"કાઇક કાંઇક જીવ તો છે. હવે શું કરીશુ ?"

લાલદાસે હસતા હસતા તેને કહ્યું:-"મે કહ્યુ છે તેનો વિચાર કર. આ જીવતો છે એ વાત નહિ કરતાં આપણે તેને દાક્તરે મારી નાખ્યો છે, એમ દાક્તરનેજ જઇને કહેવું, એટલે આપણાં મુખ બંધ કરવા માટે એ શું નહિ કરે ?"

"તારી વાત સાંભળીને હુ તો વિસ્મયજ પામું છું!'

"જો! આ વાતમાં ડાક્તરની પાસે કાઇ નહિ તો વિસ હજાર રૂપીયા પડાવવા ધાર્યા છે! દશ હજાર તારા અને દશ હજાર મારા સમજ્યો?"

દામોદર લાલદાસનું કહેવું હવે બરાબર સમજ્યો હતો, તેના મનમા ભય ને બદલે હવે આનંદની છાયા છવાઇ હતી.

ફરીથી લાલદાસે કહ્યુ –"જો! આને આપણે આ મહાદેવની પાછળ ઓરડી છે તેમા રાખવાનો છે. પાચ સાત દિવસ એમને એમ પડી રહેશે એટલે કોઇ ઓળખશે પણ નહિ કે કોનું મુડદુ પડયુ છે જાનવરો ફોલી ખાશે એના ઉપર કપડા છે તે ઓળખાય નહિ તે માટે ઉતારી લઇશુ એટલે બસ?"

દામોદરે જવાબ આપ્યો "ભાઇ! જો તારા જેવી મારામા બુદ્ધિ હોત તો પછી કહેવુ પડતજ નહિ."

આ પ્રમાણે વાતો કરતા કરતા તેઓ બન્ને મહાદેવની જગો પાસે આવી પહોચ્યા. ગાડી ઉભી રાખી લાલદાસ ગાડીમાથી નીચે ઉતર્યો. જોયું તો તે વખતે ત્યા કોઇ મનુષ્ય હાજર નહોતુ. તે જોઇ તેણે દામોદરને કહ્યુ "આપણુને અહિ આ કોઇ જોઈ શકે તેમ નથી માટે ચાલો, હવે વાર કરવામા માલ નથી."

અપરાધી મનુષ્યો પોતાના પાપની હકીકત કોઇ જાણતુ નથી એમ સમજે છે, કિન્તુ પાતાળમા પેસી કરેલું પાપ છૂપુ રહેતુ નથી. કેટલીક વખત મનુષ્ય પ્રાણીને બદલે પાપીઓના

·પાપનો પૂરાવો પ્રત્યક્ષપણે વૃક્ષો આપે છે, અગર તો વનનાં પશુ પક્ષીઓ પણ પ્રતિતી કરી આપે છે. જનસમાજમા કહેવત છે–કે જડવત્ ભીંતને પણ કાન હોય છે, અને તે સાભળે છે. ગમે તેમ હો, દુનિયાં પાપાત્માના પાપને ધારો કે વખતે ના જાણે છતાં પરમાત્મા તો સઘળુ જાણે છે, અને તેનો બદલો તાત્કાલીક નહિ તો કોઈ કાળે પણ આપે છે ઇશ્વરને ત્યા ન્યાય છે સત્યનો હમેશા જય થાય છે

તેમ પોતાને પણ ઘોર અ ધારી રાત્રે કોઇ જોનાર નથી, એમ લાલદાસના મનમા જણાયુ તેણે અને દામોદરે ઉતાવળે ઉતાવળે ઉચકીને નરોતમદાસના શ મને ગાડીમાથી નિચે ઉતાર્યું બન્ને જણા તેને મહાદેવની બાજુએ જીર્ણાવસ્થામા આવી રહેલી એક ઓરડીની અ દર લઈ ગયા.

તેઓ બન્ને જણા જાણુતા હતા, કે મહાદેવની અ દર કોઇ પણ રહેતુ નથી, પર તુ એક વ્યક્તિ તે સમયે ત્યા હાજર હતી. ગાડીનો ધડધડાટ સાભળી તે મહાદેવના ઓટલા ઉપર આવી ઉભેલી હતી. આગળના ક પાઉન્ડનો વ ઢો બહુ ઉંચો નહિ હોવાથી બહારની બાજુએ શુ થાય છે તે બરાબર રીતે અ ધારાને લીધે જણાતુ નહોતું, છતા સહજ રીતે બહારની બાબત સમજાય તેમ હતુ. બહારના મનુષ્યો અ દરના મહાદેવના ઓટલા ઉપર ઉભા રહેનારાને જોઈ શકે તેમ નહોતુ. બહાર શું થાય છે અને કોને ઉચકી લાવવામાં આવે છે, તે જોવાને ઇરાદે ઓટલા ઉપર ઉભેલો માણસ મહાદેવના બારણાને ઓથે સ તાયો, અને

પોતાના મનની અંદર ભયમાં ને ભયમાંજ બોલી ઉઠયો. "આ લોકો આ શું લઇ આવ્યા છે?" શું લાવવામાં આવેલું હતુ, તે અંધારાને લીધે બરાબર જોવાયું કે સમજાયુ નહિ.

લાલદાસ અને દામોદરે ઉતાવળે ઉતાવળે નરોતમદાસના દેહને ઉપાડી મહાદેવની બાજુ ઉપર આવેલી ઓરડીઓમાથી એકની અંદર લઇ જઇ નાંખ્યો, અને જલદીથી બહાર નિકળી આવ્યા. પેલો સંતાયેલો મનુષ્ય પણ બોલ્યા ચાલ્યા સિવાય ચૂપ ચૂપ પણે તેમની પાછળ પાછળ મહાદેવના કમ્પાઉન્ડના દરવાજા સુધી આવ્યો. જોયુ તો બળદગાડી ઉતાવળે ઉતાવળે શહેર તરફ ચાલી જતી હોય તેવુ તેના જોવામા આવ્યુ.

તેમની પાછળ પાછળ નહિ જતા જોવા આવેલો માણસ તરતજ પાછો ફર્યો, અને જે ઓરડીની અંદર નરોતમદાસના શબને નાખવામા આવેલું હતુ ત્યા ગયો. અંધારાનો અંદર તેણે હાથ ફેરવી તપાસ્યું તો કાંઈ મનુષ્ય જેવુ સૂતેલુ હોય તેવું સમજાયુ.

મૃતદેહને જોતા તેના મનમા બહુજ ભય પેસી ગયો, તેથી તે એકદમ પાછો હઠયો, અને બોલી ઉઠયો. "કેવુ ભયાનક કર્મ? આટલી ઉમ્મર થઇ છતાં હજી પણ મરેલા મનુષ્યને સ્પર્શ કરતાં મારૂં હૃદય કંપે છે, તો આ દુષ્ટોએ કેવી રીતે આ કર્મ કર્યુ હશે?

ભૂલે ભમતા ભામટા, જાણે કો નહિ ભેદ,
જાણે જગનો નાથ સહુ, કહે પૂકારી વેદ



# પ્રકરણ ૯ મું.



## દાકતરને ડરાવવાનો નિશ્ચય.

### યુક્તિ-પરામર્શ.

ઘાટ ઘડે જન અવનવા, પળમા પડે પોબાર,
પણ કર કિરતારે કુંચીયો, કરે ન તેહ વિચાર.

પ્રાતઃકાળ થતાની અંદર તો લાલદાસ અને દામોદર નરોતમદાસના શબને મહાદેવની પાસે ઓરડીમાં સતાડી પોતાને ઘેર પહોંચી ગયા. "સાજરે મળીશુ" કહી લાલદાસ ઉતાવળો ઉતાવળો પોતાના ઘર તરફ ચાલ્યો ગયો. દામોદર પણ પોતાના ઘરની અંદર જઈ નિશ્ચિતપણે ઉજાગરો કાઢવા લાગ્યો.

આખો દિવસ દાકતરને કેવી રીતે દબાવી દોઢીયાં ઓકાવવા એજ વિચારમા લાલદાસે પોતાના ઘર આગળ ગૂમાવ્યો. બીજે દિવસે સવારમાં તે દામોદરને ઘેર જઇ મળ્યો; અને બારણા બંધ કરી બન્ને વિચાર કરવા બેઠા,

લાલદાસે દામોદરને કહ્યું:-"દામોદર! હવે એક કામ તારે કરવાનુ છે"

"મ્હારે?"

"હા! તારેજ! કેમકે દાક્તર મને સારી રીતે ઓળખે

છે, અને તને બરાબર ઓળખતો નથી. વળી તુ ગાડી ભાડું કરે છે, એટલે તને જવાને હરકત જેવુ નથી."

"પરતુ, મારે ત્યા જઇને શુ કરવાનું છે?"

"જે કરવાનું છે તે હુ તને કહું છુ. સાંભળ. હુ જે જે કાંઈ તને કહુ તેટલુજ તારે તેને જણાવવું."

"કોને દાક્તરને?"

"હા! દાક્તરનેજ! જો રડતો જાય તે સારી ખબર લાવે નહિ. માટે હીમ્મત રાખી જવાનુ છે અને કામ કરવાનુ છે."

"બોલ ત્યારે મારે ત્યા જઇને શુ કરવાનુ છે?"

પહેલુ તો એજ કે તારે બરાબર રોફમા રહેવુ, અને દાક્તરને હુ કહુ તેટલાજ અક્ષર જણાવવા, જો એથી વધારે ઓછુ કાઇ પણ કહેવુ નહિ."

"ઠીક, કહે ત્યારે શુ કહેવુ?"

"જો સાભળ! તારે તેને ન્હેવુ કે હુ એક સવારીને મૂકી રાત્રે મારા ઘર તરફ આવતો હતો. તે વખતે એક ન્હાની ગલીની અ દરથી એક માણસે બહાર આવી મને જણાવ્યું કે મારૂં રક્ષણ કરો, રક્ષણ કરો. મે ગાડીની બત્તી હાથમા લઈ જોયું તો તેના ગળાની આજુબાજુ કાળા ડાઘ પડેલા જોવામાં આવ્યા, મને તરતજ એમ જણાયુ કે કોઇએ તેને ગળુ દબાવી મારી નાખવાનો પ્રયત્ન કરેલો હોવો જોઇએ. મને દયા આવી અને તેથી મેં તેને ગાડીમાં બેસી જવા કહ્યુ. કાંઈ પણ આનાકાની

ક્યો સિવાય તે માણુસ ગાડીમાં ચઢી બેઠો. તેણે મને વધારેમાં જણાવ્યું હતું કે કોઈપણ ઠેકાણે મને સંતાડી રાખો તો ઠીક. તે માણુસ ભયથી થરથર ધ્રૂજતો હતો."

"મારે એ સઘળી વાત તેને કહેવાની છે?"

"હા! ત્યાર પછી ગાડી ચલાવી હુ ત્યાથી ચાલતો થયો, પણ તે માણુસે રસ્તામાં મને કહ્યું, કે દાક્તર ગોકળદાસ જે કવિ કહેવાય છે, તેમણે મને મારા ઘરમાજ ગળુ દબાવીને મારી નાખવાનો પ્રયત્ન કર્યો હતો, અને મે આત્મહત્યા કરી છે એમ લોકોને દેખાડવા માટે મારા ગળે દોરીનો ફાસો ઘાલી મને લટકાવેલો હતો. બસ! આટલા શબ્દોજ તારે કહવાના છે. આ શબ્દો સાંભળતાંજ દાક્તર જ પૈસાંનો ફાકો રાખી ઉંચો ઉંચો, બૂટ, પાટલુન અને ચસમા ચઢાવી ફરે છે, અને લોકોમા રોફ મારી પોતાની સાહ્યબી તથા મોટા મોટાઓની સાથે મુલાકાતો છે એમ જણાવે છે, તે આપણા હાથમા મૂઓ પડયો છે કાકા કહીને કબજે આવશે."

"પરતુ વખતે એજ મને ખૂની તરીકે પકડાવવાનો પ્રયત્ન કરે તો? તુ જાણે છે કે એ લુચ્ચાનો સરદાર છે, ઠગનો ઠગ છે, અને ભામટાઓમા ભટકનાર છે."

"તેનાથી તારે કોઈ પણ રીતે ડરવુ નહિ. તે તને પકડાવવાની હીમ્મતજ કરશે નહિ એ મ્હોઢેથી વાઘ દેખાય છે, પરતુ અંદરખાને બહુજ પોચો છે પછી તુ જણાવજે કે એ માણસને હુ મારી ગાડીમાં લઈ ગયો, અને એક જગાએ તેને બેસાડી

હું તેના કહેવાથી ડાક્તરને બોલાવી લાવ્યો, તે ડાક્તરે તેને તપાસીને જણાવ્યું કે આ માણસ બે ત્રણ કલાકથી વધારે વાર બચશે નહિ. આ સાંભળી તે માણસે મારી પાસે ખડીઓ કલમ તથા કાગળ મ ગાવ્યાં, અને સઘળો હકીકત તેણે ડાક્તરને લખીને આપી છે. ડાક્તરે તે મને માજીસ્ટ્રેટની પાસે પહોચાડવાનું કહ્યું હતુ. પછી થોડીવારે તે મરી ગયો છે."

"બરાબર સમજ્યો ? ત્યાર પછી કહેવુ કે હુ ગાડીભાડુ કરનારો માણસ છુ, મારે તો સઘળા સરખા છે, કોઇનુ પણ બૂરૂ કરવુ એ મ્હારૂં કામ નથી જો તમારા તરફથી કાઇ બદોબસ્ત થાય તેમ હોય, તો હુ તે પત્ર માજીસ્ટ્રેટને નહિ પહોચાડુ. એતો મરીજ ગયો છે, તો હવે નાહક બીજા માણસને ફાંસીએ ચઢવાનો વખત આવે તેવુ મારે શુ કરવા કરવુ જોઇએ ? સમજ્યો ?"

"હા ! સમજ્યો છું. હવે તે શું આપવાનુ કહે છે તે જોવાનું રહ્યું !"

"હા, હા ! પણ જ્યારે તે એમ કહે કે શું આપુ તો તમે ખુશી થશો તે ખૂલ્લેખૂલ્લું જણાવો તો પછી મારે શુ કહેવું ?"

"ઠીક ! તે એમ કહે કે તમારી શી ઇચ્છા છે તે જણાવો. ત્યારે ત્હારે જણાવવુ કે હુ એક મારો જોડીઓ છે તેને બોલાવી લાવુ એટલે તેના સમક્ષમાજ સઘળો બદોબસ્ત થશે ! એમ કહેવું."

"બરાબર કહ્યુ. એ વાત તો સોળ આના ને એક રતીની !"

લાલદાસ પૈસા લેવાના સમયે પોતે હાજર રહેવાને ચ્હાતો હતો, તેથી તેણે દામોદરને એ રીતે સમજાવ્યો. પૈસાના સબંધમાં તે કોઇનો પણ વિશ્વાસ રાખે તેવો નહોતો. વખત આવ્યે દામોદરનો પણ પૈસાને માટે તે ઘડયો ઘાટ કરે એમાં નવાઇ જેવું નહોતું. દાક્તરને પાસે તેના બાપની પૂષ્કળ પુંજી છે એમ જાણતો હતો, તેથી તેણે દામોદરને કહ્યું –" જો ! દાક્તરની પાસે પૂષ્કળ પૈસા છે માટે દશ હજારથી ઓછું લેવાનો આપણો આ વખતે મોખ નથી સમજયો ?"

" લોભીયા હોય ત્યાં ધૂતારા ભૂખે મરતા નથી." દાક્તર લોકોનાં ગળા રે શી નાણાં ઓકાવતો, દવાને બદલે ખાલી પાણી ભરી આપી દરદીઓ પાસેથી વાંકુ ચૂકુ બોલી અધવચ અધિક નાણા પડાવતો. નાટકવાળાને આડુતેડુ સમજાવી એક બીજાના પ્લોટ ચોરી નવુ નાટક બનાવી આપુ છું કહી બેનીફીટનાઇટો મેળવતો દોસ્તોને દમ ભરાવી. ખાલી મારો તારા ઉપર ઉપકાર છે, માંટે તારે આમ કરવુ જ પડશે! કહી, દમ દેતો, અને છેવટે કાંઇ નહિ તો આઇસ, લેમન કે ચ્હાના કપમાંથી પણ જતો નહિ. આજે તેને ચોરના ભાઇ ઘ ટીચોર મળ્યા હતા

દાક્તર ઉજળો ફાસીઓ હતો, તો દામોદર અને લાલદાસ પાકા ચોર હતા એકમેકના મુખમા શુ કે તેવા ઘરાક એકઠા થયાં હતાં, ખાપરા અને ઝવેરી જેવી બીના બની હતી

લાલદાસે દામોદરને હાબ દેતાં કહ્યું:– ' જો ! ઓછું લેવાની વાત કરવાની નથી. તેને સાફ સાફ જણાવી દેવુ કે જુઓ સાહેબ !

પ્રાણ બચાવવો હોય, ખૂનીને માટે ખૂલ્લા રાખવામાં આવેલા માંચડાપર ના ચઢવું હોય, લાજને હરાજ ના કરવી હોય, મૂઠીની મૂઠીમાં રાખવી હોય, કરેલાં કાળાંધોળાં ખૂલ્લાં ના પાડવાં હોય, તો ખુશીથી હા કહી દો ને ખોળામાં નાંખો, નહિ તો હું તો મારે આ ચાલ્યો સરકારમાં. છેવટે એ કાંઇ નહિ આપે તો કાળી ડગલી વાળા ખૂની પકડી આપવા માટેનું ઇનામ તો અપાવશેજ ! અને વળી આપણા આભારી રહેશે તેતો જુદાજ ! સમજ્યોને ?"

"તારૂં કહેવુ સત્ય છે"

"ત્યારે હવે વાર કરવાનુ કામ નથી, આજેજ–હમણાં ને હમણાજ જવાનુ છે"

"જરા સારાં કપડા બપડા તો પ્હેરૂ ને ?"

"હા ! જરા સારાં લુગડાં પ્હેરી ભપકાબધ જવુ અને બોલવું પણ દમ મર કે બેટ્રો વાત સાભળતાજ વશ થઈ જાય. ચાલ્ય જા ! વ્હેલા કપડા પ્હેરી આવ."

દામોદર ઉઠીને ઘરની અંદરના ભાગમાં ગયો, અને સારાં કપડાં પ્હેરીને આવ્યો, તેણે લાલદાસને કહ્યું –"હવે કેમ ?"

"વાહવા ! ચાલો ત્યારે થાઓ તૈયાર ને પાડો પોબાર"

"હમણાજ જાઉં ને ?"

"હા ! હા ! હમણાંજ !"

બન્ને જણા બહાર નિકળ્યા, લાલદાસે દાક્તરના ઘરની પાસે આવતાંજ દામોદરને કહ્યુ.–"જો અહિ થી હું તારી સાથે આવીશ નહિ. તુ એકલોજ જા."

દામોદર આગળ ચાલ્યો. લાલદાસે તેને દાક્તરના ઘરમાં પેસતાં જોયો, અને પોતે વિચાર કરતો નજદીકનાજ એક ઓટલા ઉપર દામોદરના આવવાની રાહ જોતો જોતો બેઠો.

જરને માટે ખર સમાં, ફુરે જગત જન કામ;
આભ ઉડળમા ઘાલવા, બીડે ભારે હામ.



## પ્રકરણ ૧૦ મું.

### લેને ગઇ પૂત અને ખોઇ આવી ખસમ.



લેવા જાએ છોકરા, યતિ પામે આલ્હાદ,
ગૂમાવી આવે ઘર ધણી, કરીને છોકરવાદ,

દામોદર આવ્યો તે વખતે દાક્તર તેના ઘરમાંજ હતો. તે ઘરની અંદરના ભાગમા બેઠો હતો. ત્યા આગળ જઇ નોકરે સમાચાર આપ્યા કે, "એક રોગી આપને મળવાને માટે આવ્યો છે."

દાકતરે બે દોઢીયાં મળવાની આશાએ નોકરને હુકમ આપ્યો. "તેને અહિંઆ મોકલો"

નોકરે આવી દામોદરને તે વાત જણાવતાંજ દામોદર અંદરની બાજુએ ગયો, અને દાક્તરના સ્હામો જઇ ઉભો રહ્યો. ગોકળદાસે તેના મુખ રહામુ તિક્ષ્ણ (ઝીણી) નજરે જોવા

માંડયું, અને કહ્યું. "બેસો તમને શુ થયુ છે?"

દામોદરે માથું ખજવાળતાં જવાબ આપ્યો. "રોગ! હાં, રોગ! જો કે રોગ તો બહુ મ્હોટો નથી, પરંતુ તે રોગના સંબધમાં આપની સાથે કાઇક વાત કરવાની છે.

ડાક્તર વિરક્ત બની ગયો, તેણે દામોદરને કહ્યુ "રોગી જાણીને તમને આવવા દીધા છે, નહિ તો હું તમને મળવાને નવરો નહોતો.

"પણ–પણ આપની સાથે બહુજ અગત્યની વાત કરવાની છે, બહુજ જરૂરી છે, આપના લાભની છે, પછી તો તમે જાણો?"

"બોલો! ચાલો જલદીથી જણાવી દો કે શુ કહેવાનુ છે, મારે કામ છે."

"હુ તમારી પાસે આવ્યો છુ."

"તે તો હુ નજરે જોઉછુ, કે તમે મારી પાસે આવ્યા છો, પરતુ શા કામ માટે આવ્યા છો? જે કામ હોય તે જલદીથી જણાવી દો, મારે કામ છે અહિયા વાત કરવાના વખતના પણ પૈસા પડે છે સમજ્યા.

દામોદર લાલદાસે કહેલી હકીકત ભૂલી ગયો હતો. આ સમયે તેમાનુ કાઈપણ તેને યાદ નહોતુ, જેથી તે માથુ ખજવાળવા લાગ્યો.

દાક્તર દામોદરનાં આવાં લક્ષણ જોઇ બહુજ ગુસ્સે થયો. તેણે દામોદરને કહ્યું–"કેવો મૂર્ખ માણુસ છે. એક પ્રકારનો ગધાડો છે, શું કહેવાનુ છે તે કહેતો નથી, અને યાદ કરતો

હોય તેમ કરે છે. "ગો આઉટ, ડેમ સ્ટુપીડ રાસકલ." ચાલ્ય બોલવાનું હોય તે બોલી દે, નહિ તો ચાલ્યો જા. કીંમતી વખત વહી જાય છે."

દાકતરે ગધાડો, મૂર્ખ, ડેમ, સ્ટુપીડ આદિ વિશેષણો લગાડવાથી દામોદર રાતો પીળો બની ગયો, ને પોતાના હૃદયમાં હીમ્મત લાવી બોલ્યો. "તમે જેનુ પેલા નરોતમદાસનુ ખૂન કરવાનો પ્રયત્ન કર્યો હતો, તે માટે આવ્યો છુ."

દાકતર એકદમ વાત સાભળતાની સાથે ખુરસી ઉપરથી ઉભો થયો, તેના નેત્રો ઉચા ચડી ગયાં, તે માથાના વાળના ગૂચ્છા પર હાથ ફેરવતો ફેરવતો આમ તેમ ઓરડાની અદર આટા મારવા લાગ્યો તેનુ સઘળુ શરીર થરથર કપવા લાગ્યું.

દામોદરની અવસ્થા પણ તેવીજ બનેલી હતી. તેનું મસ્તક પણ ભયથી કપતુ હતુ.

બન્ને જણા કેટલીક પળો પર્યંત એક બીજાના મ્હાસુંજ નિહાળી રહ્યા આખરે દાકતરે દામોદરને ધીમે ધીમે કહ્યું. "નરોતમદાસના સબધમાં તમે શુ જાણો છો?"

દામોદરે પોતાના અતરમા કેટલુક સાહુસ એક્ઠું કરીને જવાબ આપ્યો. "તેણે પોતે મને જે કહેલુ છે તે હુ જાણુ છુ!"

કેટલાક વખત પર્યંત દાકતરે વિચાર કરી ફરીથી પૂછયું "તે તમારી સાથે ક્યારે મળ્યો હતો? તેણે તમને શું કહેલું છે?"

"જે રાત્રે આપે તેનું ગળું દબાવી મારી નાંખવાની

યૂક્તિ કરી હતી તેજ રાત્રે-"

ડાક્તરનું સઘળું શરીર કંપાયમાન થવા લાગ્યું. તેના ઓષ્ઠ અને તાળુપ્રદેશ સુકાઈ ગયો. તેના મુખમાથી એક પણ શબ્દ બહાર નિકળ્યો નહિ. તે તદ્દન દિગ્મૂઢ જેવો બની જઇ આમતેમ આંટા મારવા લાગ્યો

ડાક્તારને ઢગાઇ ગયેલો અને ગભરાતો જોઇ દામોદરનામા સમય સાધી લેવાની હીમ્મત આવતી ગઇ. તેણે પોતાની વાત આગળ ચલાવતા કહ્યુ. "ડાક્તર! તે દિવસે રાત્રે હું મારી ગાડી લઈને પરગામથી ઘર તરફ આવતો હતો, તેજ વખતે તે માણસ દોડતો મારી પાસે આવ્યોં, અને કહેવા લાગ્યો કે મારૂં રક્ષણ કરો રક્ષણ કરો! મને બચાવો બચાવો!"

દામોદરે જે જે હકીકત લાલદાસ પાસેથી સાંભળી હતી, તે સઘળી ધીરે ધીરે તેણે ડાક્તારને કહી સભળાવી, ક્રમે ,ક્રમે ડાક્તારનુ મુખ લેવાતુ ગયુ નરોતમ મરી ગયો નથી એમ તેના મનમા નિશ્ચય થયો. તેનો મૃત દેહ કયા ગયો તે માલૂમ પડયુ નથી, માટે તે જીવતોજ હોવો જોઇએ, એમ ડાક્તારના મનમાં નક્કી થયુ.

દામોદર સઘળી હકીકત તેને સભળાવી ગયો, તેમાં કાંઈ પણ ખોટી હકીકન હોય તેમ ડાક્તારને દેખાયુ નહિ. તેથી આગળ પૂછવાની કે તેને ખોટો પાડવાની શક્તિ ડાકતરમાં રહી નહિ. દામોદર બધી વાત સાચીજ કહે છે, એમ ડાકતરના મનમાં દૃઢ નિશ્ચય થઇ ગયો.

છેવટે દામોદરે દાકતરને જણાવ્યું. "મારો સરકારમાં જવાનો વિચાર નથી, અને તેથીજ હું બારોબાર આપની પાસે આવેલો છું."

જ્યા સુધી દામોદર કહેતો હતો, ત્યાં સુધી દાક્તર ફક્ત તેના મુખ સ્હામુજ જોઇ રહ્યા હતા.

છેવટે દામોદરે દાકતરને પોતાનો ઉદ્દેશ જણાવ્યો. "દાકતર! જુઓ હુ એક ગરીબ માણસ છુ, છતાં કોઇનુ પણ બુરૂ કરવું એવો મારો વિચાર નથી, અને એટલા માટેજ પ્રથમ તમારી પાસે આવ્યો છું."

"મારી પાસે આવવાનુ શું કારણ છે?" દાકતરે પૂછ્યું.

દાકતર દામોદરને પોતાની પાસે આવવાનુ કારણ બરાબર રીતે સમજ્યો હતો, છતાં પોતાના મનની વાત મનમા છૂપાવી રાખી દામોદરને પૂછ્યું હતુ.

દામોદરે તેને જવાબ આપ્યો. "જુઓ દાકતર હુ ગરીબ માણસ છુ"

"હા! તમે ગરીબ છો તે હું પણ દેખુ છું."

"એટલા માટેજ તમને કહુ છુ કે, કોઇ પણ રીતે મારે નરોતમદાસનો પત્ર લઇ સરકારમાં જવું ના પડે તેવો યોગ્ય બદોબસ્ત તમે કરી આપો."

દાકતર પહેલાથીજ દામોદરનો ઉદ્દેશ સમજ્યો હતો, અને શું કરવું તે સંબંધમાં, પોતાના મનમાં વિચાર કર્યો હતો, છતાં

તેણે તેને પૂનઃ પૂછ્યું. "તમે એકલાજ આવેલા છો ?"

"હા ! ડાકતર સાહેબ, મે આપને પહેલુંજ જણાવી દીધું છે કે, હું સીદ્ધો તેની પાસેથી તમારી પાસે એકલો આવ્યો છું હજી આ વાત કોઇને પણ મે જણાવી નથી."

ડાકતરે પોતાની તિવ્ર દૃષ્ટિ ઘરનાં બારણાં આગળ તથા આજુબાજુ નાખી લઈ બોલ્યો. "ત્યાર પછી ?"

"ત્યાર પછી શું કહેવાનુ હોય ? હુ ગરીબ માણુસ છું, મારી એવી ઇચ્છા નથી કે મારે કોઇનુ બૂરૂ કરવુ, નહિતો તમારી પાસે શા માટે આવત ?"

ડાકતર ટેબલની પાસે આવ્યો, અને તેના પર પડેલી પેટીની કુંચીઓ હાથમા લઈ પેટી તરફ જવા લાગ્યો જતાં જતાં તેણે દામોદરના તરફ નજર કરી પૂછ્યું. "મને જણાય છે કે, તમો આ વાત કોઇને પણ ના કહો તે માટે તમારે કાઇક આશા છે. ઠીક છે ! બોલો તમારી શુ લેવાની મરજી છે ? કાઇ નક્કી કરી આવ્યા છો ?"

"હાજી ! નક્કી કરેલુ છે"

"શુ ઇચ્છા છે. તે કહો જોઇએ ?"

"વીસ હજાર રૂપીયા !"

વીસ હજાર રૂપીયાની વાત સાભળતાંજ ડાકતર આશ્ચર્ય ચકિત બની ગયો. તેના હાથમાંની ચાવીઓનો ઝુડો પૃથ્વીપર પડી ગયો કેટલાક સમય પર્યંત તે સ્તબ્ધ જેવોજ બની રહ્યો, આખરે તેણે દામોદરને પૂછ્યુ. "વીસ હજાર રૂપીયા ?"

ગોકળદાસ દામોદરની પાસે પાછો આવ્યો, અને તેના મુખ સ્હામુ બરાબર તાકીને જોતો પૂછવા લાગ્યો. "એ કેટલા બધા રૂપીયા થયા, તેનુ તમને કાંઇ ભાન છે?"

"હા ભાન છે! બરાબર રીતે ભાન છે."

દાક્તર વળી ઘડીવાર મૌન્ય ધારણ કરી રહી બોલ્યો. "ત્યારે શું તમે વીસહજાર રૂપીયા લેવા માગો છો? કાંઈ કમતી લેશો નહિ?"

"નાજી! એક પૈસો પણ કમી લેવાની વાત કરવી નહિ."

"તમને તે વિચાર છે કે નહિ? એટલા બધા પૈસા તે કોઇ ઘરમા રાખતુ હશે?"

"કાલે આપજો. તેમ નહિ તો બે ચાર દિવસમા પૂરા કરી આપજો પછી કાંઈ? ત્યાં સુધી હુ સરકારમાં જઇશ નહિ, તેમ કોઇને પણ જણાવીશ નહિ."

"અને તમને તે ના આપુ તો?"

"નહિ આપો તો પછી નિરૂપાયે સરકારમાં જવુ પડશે. આપજ વિચાર કરો કે ત્યા પત્ર આપ્યા પછી તમારી કેવી ગતિ થશે? સરકારનુ લફરૂં આપનાથી કાંઇ અજાણ્યુ છે?"

દાક્તરનુ સઘળુ અંગ આ સાંભળીને કંપી ઉઠયું. તેનું હૃદય ક્ષણવાર સ્તબ્ધવત્ બની ગયુ. કોઇ પણ રીતે તેનુ મુખ ઉઘડી શકયુ નહિ.

દામોદરે દાક્તરને જણાવ્યુ:—"દાક્તર! આપ જાણો છો

કે સરકારમાં આ વાત જાહેર થવાથી આપને ફાંસીને લાકડે લટકવાનું થશે ? ”

આ વખતે પણ ડાકતર કાંઇ બોલ્યો નહિ. તે પોતાની લુચ્ચાઇમાં રમતો હતો, અને સમય શોધતો હતો. કોઇપણ રીતે આ ઉભા થયેલા પરમ શત્રુને ફસાવવાનો યુક્તિમ ત્ર સાધતો હતો. તે ચોરનો ચોર અને લુચ્ચાનો લુચ્ચો હતો. માખી મારવી અને માણસ મારવું એ તેને મન બરાબર હતુ “ શતમારી ભવેત્ વૈદ્ય ” ની કહેવત અનુસાર તેણે સો માણસો મારી પાકા વૈધ બનવાનો સ કલ્પ કર્યો હતો.

ગોકળદાસે કેટલીક વખત વિચાર કરી દામોદરને પૂછયુ. “ તમારી વાત સાચી છે, એ માનવાની સાબીતી શુ છે ? ”

“ જો સાચી ના હોય તો આ સઘળી હકીકત મ રા જાણ-વામા આવે કેવી રીતે ? નરોતમદાસનો કાગળ પણ મારી પાસેજ છે' તેણે તે પો ાને હાથેજ લખેલો છે એ ચીઠી સરક રના ફંસ-કમા પડશે ત્યારે તમારી શુ સ્થીતિ થશે તેનો આપે બરાબર વિચાર કર્યો છે ? હવે જેમ તમને સારૂ લાગે તેમ કરો ’

“ તમે શુ કામ કરો છો ”

પહેલાંજ મે તમને જણાવ્યુ છે, કે બળદ ગાડી ભાડે ફેરવવાનુ કામ કરૂં છુ તેનુ ભાડુ મળે છે તેમાંથીજ ગુજરાન ચલાવુ છુ ગરીબ માણસ છુ

ડાકતર હજી સુધી આમ તેમ ઘરની અંદર આંટાજ મારી રહ્યા હતો. તે પોતાના ઉપર વિકટ વિપત્તિનુ વાદળ આવી

પડેલું હોય તેવું નિહાળતો હતો.' અમે તે રીતે દામોદરનો નિકાલ કરવો તેવા એકજ નિશ્ચયપર તે આવેલો હતો. આ મનુષ્યને જીવતો છોડવાથી જીવનમાં કોઇ પણ સમયે શાન્તિ મળશે નહિ તેવું સમજતો હતો. તેથી છેવટે તે બોલી ઉઠયો:-"એનાથી કાંઈ પણ ઓછુ લેશો કે નહિ."

"એક પૈસો પણ ઓછો લેવાની વાત કરવી નહિ."

"ત્યારે મારે તમને એક વાત જણાવવાની છે."

"ભલે કહો! હુ ખુશીથી સાભળીશ."

"જો એમજ છો તો પછી તમારા કહેવા પ્રમાણે કરીશું, પણ રૂપીયા બ્હારથી લાવવાના છે, ઘરમા કાંઈ ઘાલી મૂક્યા નથી કે હમણા મ ગાવી આપુ. તમે બેસો. પર તુ હા, વખતે કોઇ રોગી આવે અને આપને અહિ બેઠેલા જુએ તો તેને વ્હેમ લાવવાનુ કારણ મળે નહિ માટે થોડીવાર રૂપિઆ લઇ આવે, ત્યા સુધી તમે આ સ્હામેના ઓરડાની અ દર પાછલી બાજુએ એક દિવાનખાનુ છે તેમા જઇ બેસો"

"ભલે! તેમાં મને કાંઈ હરકત નથી, ત્યાં જઇને બેસુછું."

પૈસાના લોભમાં પાગલ બનેલો દામોદર પોતાનો મનોરથ ફલીભૂત થશે, એ ઉત્સાહમાં સઘળી વાત ભૂલી જઇ લાલદાસને પૈસા લેવાના સમયે બોલાવવો ચૂકી ગયો દાક્તરની વાત સાચી માની તે બેઠો હતો ત્યાથી ઉઠયો, અને તેની પાછળ પાછળ પાછળની બાજુના એક દિવાનખાનાને નામે ઓળખાવેલા ઓરડાની અંદર ગયો. તે ઠેકાણે દાકતરના દવાખાના માટેની દવા-

ઓનો સંગ્રહ ન્હાના મ્હોટા શીસા, શીસીઓની અંદર રાખવામાં આવેલો હતો. દાક્તરે તે ઓરડાની અંદર પડેલી એક ખુરસી બતાવી દામોદરને તે સ્થળે બેસવાની સૂચના આપતાં કહ્યું. "આપ આ ઠેકાણે થોડી વાર બેસો, જેમ બનશે તેમ જલદીથી દરદીઓને દવા આપી વિદાય કરી પાછો આવી આપને આપના કહેવા પ્રમાણે નાણા ચૂકાવી આપીશ."

દામેદરના મનમા સહજ પણ સદેહ ઉત્પન્ન થયો નહિ. તે નિડરપણે સ્હામે પડેલી ખુરસી ઉપર બેઠો. ઓરડાનાં સઘળા બારી બારણાં બધ હતા, અને તે સઘળા મજબૂતપણે ખીલા મારી સજ્જડ કરવામા આવેલા હતા, કોઇપણ ઠેકાણેથી પવન આવવાની જગો જણાતી નહોતી દાક્તર દામોદરને બેસાડી બ્હાર આવવા તૈયાર થયો, તે સમયે તેણે એક મોટા સીસાના બૂચને ઉઘાડી નાખ્યો, તથા પોતે ઉતાવળે પગલે બ્હાર નિકળી ગયો. બ્હાર નિકળી તેણે જે બારણેથી તેઓ અદર આવ્યા હતા, તે બારણુ બધ કરી દીધું, અને બહારની બાજુએથી તાળુ મારી પોતાની સાથે ચાવી રખી ચાલતો થયો.

થોડી વાર થઇ નહિ એટલામા તો દામોદર બેઠો હતો તે ઓરડાની અદર ઝેરી હવા ભરાઇ ગઈ, જેથી દામોદરનુ માથું ભમવા લાગ્યુ ને એકદમ ખુરસી ઉપરથી ઉભો થયો, અને બન્ને હાથે માથુ દબાવતો દબાવતો આમ તમ ઓરડાની અંદર દોડાદોડ કરવા લાગ્યો તેના નેત્રોના બધ તૂટી જતા હોય તેવુ તેને જણાયું, તેનો શ્વાસોશ્વાસ તદ્દન બંધ થઇ જતો જોવામા

આવ્યો જેથી તે મોટેથી બૂમો મારવા લાગ્યો.

ઓરડાનાં દ્વાર અને બારી બારણાં એવાં તો મજબૂત કરેલાં, તેમજ ફાટ વિનાનાં હતાં, કે તે બૂમાબૂમનો અવાજ અંદરથી બ્હાર આવી શકે તેમ નહોતું, જેથી બહારના માણસની મદદની આશા રાખવી એ મિથ્યા હતુ.

દામોદર ધીમે ધીમે ઓરડાના બારણા આગળ આવ્યો, અને ગાંડા મનુષ્યની માફક દ્વારના ઉપર જોરથી હાથ પગ પછાડવા લાગ્યો, તથા વારવાર મ્હોટેથી પોકાર કરવા લાગ્યો. "દાકતર! દાકતર! ઉઘાડો ઉઘાડો! તમને સોગન છે, મને છોડી દ્યો. પરમેશ્વર તમારૂ ભલુ કરશે, મને જવા દ્યો. હુ મરી જાઉછુ, મારા પ્રાણ જાય છે, ઓ બાપરે, મૂઓ! મૂઓ! બચાવો, બચાવો!!!"

દામોદરના આખરના પોકારોનો કાઇપણ પ્રતિઉત્તર મળ્યો નહિ, કોઇએ પણ આવીને બારણા ઉઘાડયા નહિ, આખરે તે બેહોશ બની ભૂમીપર પટકાઇ પડયો. તેના મુખમાથી અસ્ખલિતપણે લોહી વહેવા લાગ્યુ. તેના નેત્રો ભ્રકૂટી તરફ અવળા ફરી ગયા પળે પળે તે તદ્દન સંજ્ઞાવિનાનો-ભાન વિનાનો બની ગયો, અને તેની વીસહજાર મેળવવાની આશા તેના પ્રાણની સાથે પલાયન થઈ ગઇ.

કેટલાક કલાક વ્યતિત થયા પછી દાકતરે તે ઘરની બારીઓ બ્હારની બાજુએથી યૂક્તિપુર્વક ખુલ્લી કરી નાખી. પોતાના નાક આગળ રૂમાલ રાખી, તે તે ઓરડાની અંદર પેઠો, અને પોતે ઉઘાડી મૂકેલી શીશીના બુચને બરાબર રીતે મજબૂતપણે

પુનઃ બેસાડી દીધો. તરતજ તેણે બીજી એક શીશી ઉઘાડી. પોતે બ્હારની બાજુએ આવી ઉભો રહ્યો.

થોડો વખત બહારની ખુલ્લી હવા લઇ ફરીથી તે પાછો ઓરડાના અંદર પેઠો, અને દામોદરના મૃત દેહને પડયો હતો ત્યાંથી ખેંચી જઇ એક લાકડાની મોટી પેટી અંદર નાંખતાં બોલ્યો. "ઠીક છે! રાત્રે તારી ગતિ કરવાની છે!

પેટીને બંધ કરી ડાક્તર તરતજ સઘળાં બારી બારણાં પૂર્વવત્ બંધ કરી બ્હાર નિકળ્યો અને જાણે કાંઇપણ બનાવ બન્યો હોય નહિ તેવી રીતે તે બ્હારના દિવાનખાનામાં આવી ખુરસી ઉપર બેઠો.

લોભે જન લેવાય છે, લોભે લક્ષણ જાય,
લોભે લોભી જન તણું, આયુંય એળે થાય



# પ્રકરણ ૧૧ મું.



## તપાસની તદબીર.



કળથી કાળા માનવી, વશ કરતા માતંગ,
કઠીણ કાર્ય એને કશું, કર કરવું જન અંગ

ખંડેરાવ મેનાની પાસેથી ચાલ્યો ગયા પછી નરોતમદાસના મકાનની પાછળની બાજુએ ગયો, અને ત્યાં જઇ તેણે બહુજ બારીકાઇથી તપાસ કરી.

તે બાજુપર એક ગલિચ ગલી હતી, કે જ્યાં થઇ ફક્ત એકજ ગાડી પરાણે જઈ શકે તેટલી જગો હતી, છતાં તે ઠેકાણે કોઇપણ દિવસે ગાડી આવી હોય તેવું જાણુવામાં આવ્યું નહોતું. તેમ ત્યાં થઇ કોઇપણ મકાનની અંદર જવા આવવાનો મ્હોટો રસ્તો નહોતો, તેમ અન્ય કોઇપણ મ્હોટા માર્ગપર તે ગલીની અંદર થઈ જવાતુ નહોતુ, અગર ત્યાં આગળ માણુસોનો અવરજવર પણ બહુ ઓછો જણાતો હતો. ખંડેરાવની નજરે તે સ્થળે એક ગાડીના પરડાંનો તાજોજ ઘસારો પડેલો દેખાયો.

તેણે પોતાના મનમાં ને મનમાંજ કહ્યું. "જણાય છે કે આ ઠેકાણે એક ગાડી આણુવામાં આવેલી છે, પરંતુ તે ઘોડાની ઘોડી હોવી જોઇએ નહિ, તેમ હોય તો પરડાંના લીસોટા આવા પહોળા હોય નહિ. ટાગો પણ હોય નહિ, જેથી બળદ ગાડીજ હોવી જોઇએ. પણ તે અહિયા કેમ લાવવામા આવી હશે? આ બાજુ પર કોઇપણ મકાનની અંદર જવા આવવાનો રસ્તો નથી તો પછી અહિયાં લાવવાનુ કાઇ કારણુ?

ફરીથી તેણે નરોતમદાસના મકાન તરફ પોતાની દૃષ્ટિ ફેરવી, તો મકાનના પાછળના ભાગપર છજુ જોવામાં આવ્યું. તે જોઇ ખંડેરાવ એકદમ બોલી ઉઠયો. "ઠીક ઠીક! આજ તે જગો. આ બાજુ પર ઘરની અંદર એક જીનો છે. તેજ તે કહેતી હતી.

તેણે જીના આગળ જઇને જીનાનુ બારણું ઠોક્યું, તો તે તદ્દન ખુલ્લો હતો તેથી તે બોલ્યો:–"ઠીક છે! આ જીનો

ખુલ્લો છે તેજ બતાવી આપે છે કે આ રસ્તે થઇને કદી કોઇપણ મનુષ્ય બહાર નિકળી જવા ધારે તો નિકળી શકાય તેમ છે જે માણસે પેલી બાજુના દ્વારને અંદરથી બંધ કરેલું છે, તેજ મનુષ્ય આ રસ્તે થઇને બ્હાર નિકળી ગયો હોવો જોઇએ! પણ આ શું ?"

ખંડેરાવે વિશેષમા એક ફાટી ગયેલા વસ્ત્રનો કટકો તે જીનાની બારી આગળ ભરાઈ રહેલો ઝુલતો જોયો તેણે તેને ખેંચી પોતાના હાથમાં લીધો, અને લક્ષ્યપૂર્વક તપાસ્યો, તો તે વિભાગ બારીના બારણા સાથે ભરાંઇ ટૂટેલો હોય તેવો જણાયો. જેથી તે પોતાના મનની સાથે વિચાર કરી બોલ્યો "આ કપડુ જે સમયે આ ખીલાની અંદર ભરાયેલું હશે, તે સમયે તે માણસ અત્રેથી જતા રહેવાની ઉતાવળમા હોવો જોઇએ. નાસવાની ઉતાવળમા આ તેના શરીર ઉપરના બદીયાનનો ભાગ ભરાઇ ગયેલો છે, અને તેને કાઢવા જેટલો સમય તેને મળ્યો નહિ હોય એમ દેખાય છે. આ કપડુ કોઇ ગૃહસ્થના અંગપરનુ હોય તેવુ જણાતુ નથી, કિન્તુ સામાન્ય સ્થિતિના ગરીબ માણસોના પહેરવાના વસ્ત્રનો વિભાગ છે જેનુ આ કપડુ હોવુ જોઇએ, તેજ માણસ અહીંથી જતો રહેલો હોવો જોઇએ! તે માણસની શોધ કરવી એ પ્રથમ કર્ત્તવ્ય છે. વાહવા! કેવી મજેહની વાત છે, આ કપડાના એક છેડા ઉપર ધોનાર ધોબીએ કરેલી નિશાનીઓના માર્કો છે આ માર્કોની તપાસ કરવાથી તે મનુષ્યનો પત્તો મળવો મૂશ્કેલ પડશે નહિ.

ખડેરાવને તે સ્થળે કાંઈપણું વધુ જોવા કે જાણુવા જેવું જણાયું નહિ તેથી તે પોતાના ઘર તરફ પાછો વળ્યો.

કેટલાક દિવસ પર્યંત તેણે શહેરમાં રહેનારા ધોબીઓનાં મકાનો અને તેમના તરફથી કપડાપર કરવામા આવતા માર્કાઓની ગુપ્ત રીતે તપાસ કરી. તેનોં તે પરિશ્રમ સફળ નિવડયો, આખરે એક જગોપરથી પત્તો મળ્યો. ધોબીએ પોતાનો માર્કો ઓળખતાંની સાથેજ જણાવ્યુ કે "આતો આ ગામના માણુસનાજ કપડા ઉપરની નિશાની છે."

"તે માણુસ કોણ છે?"

"તે દામોદર નામનો એક ગાડીવાન છે."

"કયા રહે છે?"

"અહિયા પાસેજ રહે છે. આ સામેની ગલીમાંજ તેનુ ઘર છે. ગમે તેને પૂછશો તો તે તમને બતાવી દેશે."

ખડેરાવ દામોદરના ઘર તરફ વળ્યો, અને રસ્તામા મળતા કેટલાક મનુષ્યોને પૂછતો પૂછતો તે દામોદરના ઘરપાસે પહોચ્યો. દામોદરના ઘરનાં બારણા આ વખતે બધ હતા, તેથી તેણે તે ઉઘડાવવા માટે બુમો નહિ મારતાં બારણાં ખખડાવ્યાં.

એક સ્ત્રીએ ઘરની અદરથી આવી બારણુ ઉઘાડયું. ખડેરાવે તેને પૂછયું. "આ દામોદરનુ ઘર છે કે? તે અહિયાં રહે છે?"

ઉઘાડવા આવનાર સ્ત્રીએ જવાબ આપ્યો. "હા! આપ કોણ છો?"

"તે પછી કહીશ. દામોદર ઘરમાં છે?"

"ના."

ના નો ઉત્તર આપતાં આવેલી સ્ત્રીની આંખોની અંદરથી અશ્રુ પ્રવાહ વહેવા લાગ્યો. ખંડેરાવે તે બરાબર રીતે જોયુ. બાઇએ આવતાં અશ્રુઓને ખાળવા પ્રયત્ન કર્યો, તથા આવેલાં પોતાના વસ્ત્રના છેડા વતી લૂછી નાખ્યાં

ખંડેરાવે તેને ફરીથી પૂછયુ. "દામોદર તમારે શુ સગા થાય છે?"

"મારા સ્વામિ થાય."

"ઠીક! તમારા સ્વામિ હાલ કયા છે?"

"તે કયા ગયા છે, તે હું જાણુતી નથી."

આ વખતે દામોદરની સ્ત્રીના આંસુ ખાળ્યા ખળ્યા નહિ, તે મ્હોટેથી રૂદન કરવા લાગી. ખંડેરાવે તેને શાન્ત કરતાં કહ્યું – "બ્હેન તમે અંદર ચાલો, તમારી સાથે મારે કાંઈક ગુપ્ત વાત કરવાની છે."

બાઇના ઉત્તરની રાહ નહિ જોતા ખંડેરાવ તરતજ ઘરની અંદર ગયો, દામોદરની સ્ત્રીએ તેને કોઇપણ રીતે અટકાવ કર્યો નહિ. તે પણ ખંડેરાવની પાછળ પાછળ ઘરની અંદર ગઇ, અને એક બાજુપર ઉભી રહી. ખંડેરાવે દામોદરની સ્ત્રીને કહ્યું– "જુઓ બાઇ! હું એક છૂપી પોલિસનો માણુસ છું."

છૂપી પોલિસનું નામ સાંભળી બાઈ બ્હેબાકળી બની ગઈ. આજે પણ છૂપી પોલિસનું નામ સાંભળી દુનિયાનાં

માણુસો દમ ખાઈ જાય છે, વાતમાંથી વતેસર થશે એમ સમજી રસ્તા પર કે ઘરમાં વાત કરતાં ડરે છે. મ્હોટા કહેવાતા મનુષ્યોને પણ તે ખાતાનાં માણુસોનો ભય લાગે છે, તો દામોદર જેવા એક ગાડીવાન મારવાડીની બીન કેળવાયેલી સ્રીને તે છૂપી પોલિસના માણુસનો ભય હોય કિંવા ના હોય તથાપિ તેનું નામ સાંભળતાજ કંપારો આવે એમાં કાંઇપણુ નવાઈ જેવું નહોતું. તે ભયથી થરથર કંપવા લાગી, અને ભય પામેલી હરીણીની માફક ખંડેરાવના મુખ સામું જોઈ રહી.

ખંડેરાવે તેને ભય પામેલી જોઇ આશ્વાસન આપતાં કહ્યુ –"બાઇ બ્હીશો નહિ, બારણાં બંધ કરી અહિ આવી બેસો. તમારા ભલાને માટેજ હું અહિં યાં સુધી આવ્યો છુ.

દામોદરની સ્રીએ કાંઈપણુ ઉત્તર આપ્યો નહિ, પરંતુ તે મો ઉપર હાથ ઢાકી ધ્રૂસકેને ધ્રૂસકે રડવા લાગી, તેથી ખંડેરાવે તેને કહ્યુ.

"જુઓ બાઇ! તમે જે કાંઇ વાત જાણુતાં હો તે જણાવશો તો તમારૂં સારૂં થશે. ખરૂં હોય તેજ જણાવજો, ખોટું કહેવાનું કાઇપણુ કારણુ નથી, કાંઇપણુ વાત છૂપાવશો નહિ તો તમને મારાથી જે કાંઇ મદદ બની શકે તેવી હશે તે હું આપીશ. વળી બીજો લાભ મળશે તેતો જુદો.

આશ્વાસન આપવા છતાં દામોદરની સ્રી વધુ વધુ રડવા લાગી. તેનું હૃદય હાથ રહ્યું નહિ, ખંડેરાવે ફરીથી તેને જણાવ્યું. "બાપુ! રડવાથી કાંઇ લાભ મળશે નહિ. ચાલો કહો જોઇએ

તમારો સ્વામિ હાલ ક્યાં છે ? ”

“ તે હું કાંઈપણ જાણુતી નથી ! ખરૂં કહુ છુ ”

“ ક્યાં ગયા છે ? ”

“ કાલે સ્હવારે ઘર આગળથી ગયા છે, ને આખી રાત્રી વહી ગઇ છતા હજી આવ્યા નથી. ”

“ તમને ખબર છે કે કયા ગયા છે ? ”

“ ક્યાં ગયા છે તે હું જાણુતી નથી. આપને તેમનુ શુ કામ છે ? ”

“ તે સઘળી વાત હુ તમને પછી કહુ છુ. ” ખડેરાવે પોતાના ખીસ્સામાંથી નરોતમદાસની પાછલી બારી આગળથી મળી આવેલો લુગડાનો કડકો બહાર કહાડી દામોદરની સ્ત્રીને બતાવી પૂછયુ. “ બાઇ ! આ કોના લુગડાનો કડકો છે ? તે તમે ઓળખો છો ? ”

દામોદરની સ્ત્રીએ તે લુગડાનો કડકો હાથમા લઇ તપાસ્યો અને બોલી ઉઠી. “ આપને આ કટકો કયાથી મળ્યો ? ”

“ પહેલા એ કહો કે આ કકડો તમારા સ્વામિનાં લુગડામાનો હોય કે નહિ ? પછી સઘળી હકીકત તમને જણાવીશ ”

દામોદરની સ્ત્રી ગળચવાં ખાવા લાગી. તે જોઇને ખડેરાવે તેને કહ્યુ :–“ જુઓ બાઇ ! મારી પાસે ખરી વાત છૂપાવવાથી તમને લાભને બદલે હાની થશે. તમારા સ્વામિ કાલ રાતના ઘેર આવ્યા નથી, તે તમને ખબર છે ? ”

" શું કોઇ કામમા રોકાયલા છે માટે આવ્યા નથી ? "

" પહેલાં પણ એક દિવસ આખી રાત્રી તે ઘેર આવ્યા નહોતા ! કેમ ખરી વાત છે ને ? '

દામોદરની સ્ત્રીએ બરોબર ઉત્તર આપ્યો નહિ, તેથી ખ ડેરાવે તેને ફરીથી કહ્યુ :-" સાંચી વાત કહેવાથી તમનેજ લાભ થવાનો છે. તે દિવસે કેટલા વાગે રાત્રે પાછા આવ્યા હતા ?"

" તેની મને ખબર નથી, હુ ઉંઘી ગયેલી હતી. "

" એ વાત ખોટી કહોછો ! જો ખરી વાત નહિ કહો તો તમારા સ્વામિનુ ભલુ કરી શકાશે નહિ, પછી મારો દોષ કાઢશો નહિ. કાલે તમારા સ્વામિ કેટલા વાગે બ્હાર ગયા છે ? "

" સવારમા. "

" ત્યાર પછી ઘેર આવ્યાજ નથી ? "

" ના ! '

" ક્યારે પાછો ઘેર આવીશ તે કહ્યુ હતુ ? "

" તેઓએ કાઇપણ કહ્યુ નથી. "

" તે એકલા ગયા હતા, કે બીજુ કોઇ તેમની સાથે ગયું છે ? '

" બીજું એક માણુસ ગયુ છે. "

" તે માણુસ કોણ હતુ ? "

" એક તેમનો ભાઇબ ધ હતો. "

" તેનુ નામ શુ ? "

" તેનું નામ મને ખબર નથી."

" એ વાત પાછી ખોટી બોલાઇ. આમ ખોટું બોલવાથી લાભ નથી. તમારા લાભના માટેજ હું અહિઆં સુધી આવેલો છું. જો તમે મને ખરી ખબર નહિ આપો તો પછી મારો ઉપાય ચાલશે નહિ. તેમ ખોટુ કહેશો તો હું તમને કાંઇપણ વાત કરીશ નહિ."

" હું વધારે કાંઇપણ જાણુતી નથી."

" બહુ સારી વાત ! પરંતુ આમ કરવાથી તમે કેવી રીતે તમારા સ્વામિને પાછો લાવી શકશો ?"

" હું જાણુતી નથી કે તેનું કેમ--?"

" વારૂ ! તમારો સ્વામિ કાલનો ઘર આગળ આવ્યો નથી તેની ખબર તમે પોલિસને આપી છે ?"

" ના."

" કેમ ?"

" કેમ કે મારા મનમા તો એવું છે કે તે આજે પાછા આવશે. આવી રીતે કેટલીક વખત તેઓ વચ્ચે વચ્ચે બબે ત્રણુ ત્રણુ દિવસ બ્હાર ગુમાવી પાછા આવે છે. આ વખતે પણુ તે આવશે."

" તમારૂં માનવું ખોટું છે. આ વખતે આવશે નહિ, કેમકે તે જીવતા હોય તેવું મારૂ માનવું નથી."

દામોદરની સ્ત્રીએ આ વાત સાંભળી ખુબ રડવા માંડયુ.

ખંડેરાવે તેને છાની રહેવા કહ્યું. "આ વખતે પણ પાછા આવશે તેવો તમને વિશ્વાસ છે?"

"ના! જો તે જીવતા હોત, તો તો ક્યારનીએ મને ખબર મળી હોત. એ હું બરાબર રીતે જાણું છું."

ખંડેરાવે તેને બીજી પણ વાતો પૂછી, તેનો કાંઇ પણ સંતોષકારક જવાબ મળ્યો નહિ. જેથી તે ત્યાંથી ચાલતો થયો.

ત્યાંથી બ્હાર નિકળી તેણે આજુબાજુ રહેનારા માણસો પાસેથી કેટલીક હકીકત દામોદરના સંબંધમા મેળવી લીધી; દામોદર કેવા દેખાવનો છે તથા કેવી વર્ત્તણુકનો છે વિગેરે બાબતની પોલિસને ખબર પ્રહોચાડી. મહેલ્લાના લોકો તરફથી વર્ત્તણુક સબંધી કાંઈપણ ખરાબ હકીકત મળવા પામી નહિ.

ખંડેરાવના મનમા નિશ્ચય હતો કે, દામોદરે જીનાની બારીયે થઇને નરોતમદાસના ઘરમા પ્રવેશ કરેલો હોવો જોઇએ, નહિ તો તેનુ કપડુ ત્યા ભરાય નહિ, માટે પ્રથમ તેનેજ શોધી કાઢવાની જરૂર છે. તેના મળવાથી આ કેસમાં કેટલીક સરલતા થઈ પડશે એમ તેને સમજાયું

દામોદરની સ્ત્રી તેને માટે કેટલી દુ:ખી થાય છે, તે તેણે બરાબર જાણ્યું હતુ ખંડેરાવ પણ દામોદરના માટે પોતાના મનમા દુ:ખી થવા લાગ્યો, તેણે મનમાજ કહ્યુ:–' એકાદ બે દિવસમાં ગમે તે રીતે તેને શોધી કાઢ્યા સિવાય રહીશ નહિ" આવી રીતે પ્રતિજ્ઞા કરી તે તેને શોધવા લાગ્યો.

પરંતુ ખંડેરાવની પ્રતિજ્ઞા ફોગટ ગઇ. જે સમયે તેણે

પોતાના મનની અંદર દૃઢ નિશ્ચય કર્યો હતો, તે સમય પ્હેલાંજ દામોદર દાક્તરની પેટીમા પૂરો થઇ પૂરાઇ ગયેલો હતો–

ચતુર જનો ચતુરાઇથી, કરે કારમા કામ,
પત્થરને પણ ભીજવી, કાઢે વાત અનામ



# પ્રકરણ ૧૨ મું.



## ચતુરની ચાલાકી.



કાગ કાગના માસને, ખાવા ચાહે ચિત્ત;
મળે ન સ્વાદ મનમાનતો, ઉલટુ બને અહિત.

દાક્તર ગોકળદાસના ઘરની અંદરના ચોકમા અર્ક ગાળવાને માટે એક બાજુપર મણેક કોલસા માય તેવી મોટી ભઠ્ઠી હતી, કે જેમા વખતો વખત રાત્રીના સમયે અર્ક આદિક દવાંઓ બનાવવાનુ કામ દાક્તર પોતે કરતો હતો. આજે પણ રાત્રીના દશેક વાગ્યાના સુમારે દાક્તરની આજ્ઞાથી એક નોકરે તે ભઠ્ઠી કોયલાથી ભરી સળગાવી હતી ભઠ્ઠી બરાબર સળગેલી જોઇ દાક્તરે નોકરને કહ્યુ –"તુ જઇને બ્હાર બેસ! કોઇ પણ માણસ આવે, તો તેને અંદર આવવા દઇશ નહિ, હુ દવા બનાવવાનુ કામ કરૂં છુ

શેઠની આજ્ઞાનુસાર નોકર બ્હાર જઇ બેઠો. પોતે વચ્ચેનું બારણું બંધ કરી વિચાર કરવા લાગ્યો. "હવે કોઇ શત્રુ બાકી

રહ્યો નથી. જો આ માણસ જીવતો રહ્યો હોત તો જરૂર મારૂ કર્યું કારવ્યું ધૂળ મળત હવે કાંઇ કરવાનું બાકી રહ્યું નથી. પણ હવે આ મૃત દેહનુ શુ કરવુ ? ( વિચાર કરી ) શું તે એજ કે આ ભઠ્ઠી તો સળગે છેજ, તેમાં લાવી નાંખવો, કે તરતજ ભસ્મીભૂત થઇ જાય. એ વાત ખરી; પણ દૂર્ગંધ ઉડશે તેનું કેમ ?

કેટલીક વખત સુધી વિચાર કરી તે સ્હામે ગોઠવેલી શીસીઓ તરફ નજર કરતાં બોલ્યો. વાહવા ! આ શીસીઓમા અનેક પ્રકારના અર્કો છે તેને ખુલ્લા મૂકી દેવા, અને તેમાંથી થોડાક ભઠ્ઠીમાં નાખવાથી દૂર્ગંધ જણાશે નહિ, તેમ બ્હાર પણ કોઇ જાણવા પામશે નહિ કે એને અહિંયા બાળ્યો છે. ઠીક ત્યારે એતો એજ. "

તત્કાળ દાક્તર ખુરસી ઉપરથી ઉભો થયો, અને એક મોટ્રો છરો હાથમા લીધો. તેને જોઇએ તેવી ધાર છે કે નહિ તેની પરિક્ષા કરી, જેમા દામોદરને પૂરવામા આવેલો હતો, તે પેટી ઉઘાડી દામોદરના દેહને બ્હાર ખેંચી કાઢયો. અને ભઠ્ઠીમા નાખવા જેવડા ન્હાના ન્હાના ટૂકડા કરવા માટે તૈયારી કરી. પણ જેવો તે દામોદરના મૃતદેહ ઉપર છરાનો ઘા કરવા જતો હતો, તેવામા બ્હારના બંધ કરવામાં આવેલાં બારણા ઉપર કોઇએ જોરથી હાથ ઠોકયો એક વખત તો સાભળ્યું ના સાભળ્યું કરી તે કાંઇપણ બોલ્યો નહિ. બીજી વખત હાથ ઠોક્વામા આવ્યો, જેથી દાક્તર છરાને એક બાજુપર મૂકી દઇ દ્વાર પાસે આવ્યો અને ક્રોધપૂર્વક પૂછવા લાગ્યો. " કોણ છે ? કેમ બારણાં ઠોકે છે ? "

મ્હારની બાજુએથી નોકરે જવાબ આપ્યો. "હું છું."

"મેં તને કહેલુ છે કે મને બોલાવીશ નહિ, છતાં કેમ પાછી ગરબડ કરે છે? ગરબડ થવાથી કામ બગડી જશે; તે સમજતો નથી?"

"પણ એક માણુસ આપને મળવા માટે આવેલો છે."

"તેને કહે કે કાલે આવજો, આજે બહુજ કામ છે, માટે હું મળી શકીશ નહિ."

"ઘણું કહ્યા છતા તે પાછો જતો નથી, તે તો એમજ કહેતો બેઠો છે કે હુ તો દાક્તરને મળ્યા સિવાય જનારજ નથી."

"કોણ છે? તેનું નામ શુ છે?"

"ખ ડેરાવ કરીને એક પોલિસનો માણુસ છે"

એકાએક પોતાની સ્હામે વજ્ર પડવાથી મનુષ્યને જેવો ભય ઉત્પન્ન થાય છે, તેવો ભય દાક્તરના મનમા પણ ઉત્પન્ન થયો, તે પગથી તે માથા સુધી થરથર ધ્રૂજવા લાગ્યો, તેનો ક ઠ રૂંધાઈ ગયો.

તે બહુજ યત્ને સાવધ થયો, અને પાસે પડેલા એક શીસામાંથી થોડોક દારૂ ગ્લાસની અ દર કહાડી ગટકાવી ગયો જરા ટટારી આવતાં મ્હાર ઉભા રહેલા પોતાના નોકરને જણાવ્યું. "તુ તેમને પૂછ્ય કે તેઓ શા માટે આવ્યા છે? એવુ શુ અગત્યનું કામ છે?"

નોકર દાકતરના કહેવા મુજબ ખ ડેરાવ જ્યા આગળ બેઠો હતો ત્યાં આગળ પૂછવાને માટે ગયો. એટલામાં દાકતરે

પેટીમાંથી બ્હાર કાઢેલું હામોહરનું શબ પાછું પેટીમાં નાંખી દીધું, અને હાથ મ્હોડું ધોઈ સાફ કર્યાં માથાના વિખરાયેલા વાળો સ્હામા અરીસામાં જોઇ બરાબર કરી બ્હાર આવ્યો, અને ઓરડાનું દ્વાર બંધ કરી દીધું.

એટલામા નોકર પણ ખંડેરાવને પૂછી ત્યાં આગળ આવ્યો અને જવાબ આપ્યો. " તેઓ તો જે કામ માટે આપની પાસે આવેલા છે તે કામ આપને રૂબરૂમાં જણાવવા માગે છે, મને કહેવાની તે સાફ ના કહે છે.

તેનુ કહેવુ સાંભળી ડાકતરે કહ્યુ. " જા! બોલાવી લાવ તેમને ? " એ પ્રમાણે નોકરને જણાવી પોતે બાજુના ઓરડાની અંદર ખુરસી તાણી બેઠો.

કેટલીક વારે ખંડેરાવ ત્યાં આવી પહોંચ્યો. તેને જોઇને ડાક્તરે આશ્ચર્ય પામતો હોય તેવી રીતે પૂછ્યું. " ઓહો! તમેજ છો કે? આટલી મોડી રાત્રે આપ ક્યાથી ? "

અગત્યની વાતચીત કરવાની છે, તેથી આવ્યો છું. બેસ-વાની રજા છે ? "

" બેસો! બેસો! લ્યો ચીરૂટ પીઓ! " ડાક્તરે ટેબલ ઉપર પડેલી ડબ્બીમાથી એક ચીરૂટ સામે ધરી.

ખંડેરાવ સ્હામે પડેલી ખુરસી ખેંચી ડાક્તરની સ્હામેજ બેઠો, અને બોલ્યો. " આપની પાસે આવ્યો છું! "

" બહુ સારૂં કર્યું! કહો શા માટે પધારવું થયું છે ? ".

" નરોતમદાસની સ્ત્રી મણિબાઇના ખૂનના સંબંધમાં."

દાકતર પોતાના મનમાં જરા ગભરાયો, પણ તેણે પોતાના મનની ગભરામણને મનમા દબાવી દઇ ઉત્તર આપ્યો. " શું કહો છો ? ખૂન થયું છે ? ના, ના ! મને લાગતું નથી કે ખૂન થયું હોય "

ખંડેરાવે બહુજ ગંભીરતાથી ઉત્તર આપ્યો " નહિ સાહેબ ! ખોટી વાત નથી પણ ખરી વાત છે, કે ખૂનજ કરવામા આવ્યું છે."

વાત સાભળતાની સાથેજ દાકતર એકદમ સફાળો ખુરસી ઉપરથી ઉભો થયો, પણ પાછો સ્થિર ચિત્ત રાખી બેઠો, અને બોલ્યો. " આપની વાત બરાબર સમજવામા આવતી નથી."

ખંડેરાવે બહુજ દૃઢતાથી કહ્યું –" દાકતર ! આપને સમજાવવાને માટેજ હું અહિંયા આવેલો છું "

દાકતર તેના દૃઢતા ભરેલા શબ્દોથી બહુજ ભયભીત બન્યો. તેણે જવાબ આપ્યો, " આપ આવા રૂપમા કેમ કહોછો ? '

" કેમ આપ મારા બોલવામા કાઇ વિશેષતા વિલોકો છો ? ઠીક ! આપને આ બારણું બંધ કરવામા કાંઈ હરકત છે ? "

" કેમ વારૂ ? બંધ કરવાની શું જરૂર છે ? "

" બહુ ગુપ્ત વાતો કરવાની છે, દાકતર સાહેબ ! અને તે કોઇના પણ સાભળવામા આવે તે ઠીક નથી."

દાકતરના જવાબની કાંઇપણ રાહ નહિ જોતા ખંડેરાવ

ખુરસી ઉપરથી ઉઠયો, અને બારણું બંધ કરી અંદરથી આગળો ભીડી પાછો પોતાની ખુરસીપર બેસી ધીમે ધીમે દાકતરને કહેવા લાગ્યો "દાકતર સાહેબ! મણિબાઇ શાથી મરી ગઇ છે તે આપનાથી કાંઇ અજાણ્યું છે? કેમ સાહેબ બોલતા નથી?"

સવાલ સાંભળતાની સાથેજ દાકતરનું મુખ સૂકાઇ ગયું, તેથી ખંડેરાવ વિસ્મય થયો નહિ.

દાકતર પળવાર વિચાર કરી સ્વસ્થ થઇ બોલ્યો. "હા! તે હું બરાબર રીતે જાણું છું–પોલિસ પણ–"

"પોલિસની વાત એક બાજુપર મૂકી વાત કરો. મને તમારી મૂળ વાતજ સાંભળવા દો. એ બાબતમાં પોલિસની આંખોમાં ધૂળ નાખવામાં આવી છે, એ કાંઇ આપનાથી અજાણ્યું છે?"

"આપ શું કહો છો, તે હું બરાબર સમજી શકતો નથી." એટલું કહી દાકતર ઉભો થયો હવે તેને બેસી રહેવું બહુજ મૂશ્કેલ લાગ્યું.

ખંડેરાવ દાકતરની સ્થિતિ જોઇ બોલ્યો. "બેસો! આટલા અધિરા શા માટે થાઓ છો? આમ અધિરા થવાનું કારણ?" આપ જેટલી ખરી હકીકત જાણો છો તેટલી બધીએ મારા જાણવામાં આવી છે, આપ યાદ કરી કહો કે આપને મણિબાઇની સાથે સંબંધ?"

"મારી સાથે તેનો સંબંધ–?"

" મને પણ ઉડાવવાની વાત કરો નહિ, ખાલી ખોટી વાત કરી મારી આંખોમાં ધૂળ નાખવાનો પ્રયત્ન કરશો તો તેમાં તમે ફાવશો નહિ. હું બરાબર રીતે જાણું છું, કે આપની સાથે મણિ-બાઇનો બહુજ સારો સંબંધ હતો. તે સઘળી હકીકત મારાથી અજાણી નથી."

દાકતરના મુખપર નિરાશાની નિશાનીઓ દેખાવા લાગી. ખડેરાવે આગળ ચલાવ્યું. " મણિબાઈ તે વાત પોતાના ધણીને કહેવાને માટે ઈચ્છા રાખતી હતી."

" કયી વાત ?"

" મહેરબાન! કૃપા કરી આશ્ચર્યમાં ગરકાવ થવાની વાતને એક બાજુપર મૂકી દો. મારી પાસે સઘળું સ્પષ્ટ કહેવરાવવામાં માલ કે મજાહ નથી! આપ અને હુ બન્ને અત્રે એકલાજ છીયે, બીજુ કોઈ હાજર નથી! તેમ મારી વાત બીજુ કોઈ સાભળી શકશે પણ નહિ, છતા આપની જો ઈચ્છા છે તો સ્પષ્ટ કહી સંભળાવું છું. મહેરબાન! આપેજ મણિબાઈનું ખૂન કરેલું છે, કેમ ખરી વાત છેને ?"

આ શબ્દો સાંભળતાની સાથેજ દાકતરના મુખ ઉપરથી લોહી ઉડી ગયું. તેના મુખમાંથી એક પણ શબ્દ બહાર નિકળ્યો નહિ. તેની એવી સ્થીતિ જોઇ ખડેરાવે પોતાની વાતમાં અધિક ઉમેરો કરતાં જણાવ્યુ. દાકતર! આ કાર્યમાં તમે જે યોજના કરી છે તે એવી છે કે તે કોઇપણ માણસ જાણી શકે તેમ નથી. ગમે તેવો ચાલાક મનુષ્ય પણ ગોથાં ખાય તેવો ઉપાય આપે

યોજ્યો છે, પરંતુ આપને ખબર તોં હશેજ કે પાતાળે કરેલું પાપ, પાતાળને ભેદી છાપરે ચઢી છીંકો ખાય છે? તો પછી આ મનુષ્યની હત્યા કરવામાં આવી છે તે મહા પાપ ગમે ત્યારે પણ પ્રગટ થયા સિવાય રહે ખરી? એનો આપજ વિચાર કરો? તેમા પણ વળી સ્ત્રીહત્યા છે.

ડાકતર ખંડેરાવની જાળમાં ફસાયો. તેણે ટેબલ ઉપર પડેલી એક શીશી હાથમા લઇ કહી દીધું "આજ ઔષધને-?" પળવારમાં ડાક્તર પોતાના મનમાં પસ્તાવા લાગ્યો કે-"આ શું કર્યું?"

ખંડેરાવે બહુજ ગંભીરપણે કહ્યુ.-"કેવળ ઔષધથી નહિ, પરંતુ તેમાં બીજો પણ એક ભેદ છે!"

ડાકતર એકદમ ખુરસી ઉપરથી ઉભો થયો, અને પાસે રાખવામા આવેલી આલમારી ઉપરથી એક ઔષધની શીસી હાથમાં લઈ તેમાથી થોડી પ્રવાહી દવા એક પ્યાલામા કાઢી, ખંડેરાવના તરફ જોઇ બોલ્યો. તમે મને પકડવા માટે આવ્યા છો?"

આ વખતે ભયને લીધે ડાકતરનુ જ્ઞાન ગૂમ થઇ ગયેલુ હતુ, પરંતુ કેટલીક વારે તેને યાદ આવ્યું કે ખંડેરાવ પોલિસનો માણુસ નથી, પણ માત્ર ખાનગી ડીટેકટીવ છે.

ખંડેરાવે તેને પોતાના હાથમા પ્યાલો લઇ ઉભેલો જોઇ પૂછ્યું. "ડાક્તર! શું એ શીશીમાં વિષ છે? સાહેબ! એ પ્રમાણે વગર વિચાર્યું કામ કરવાથી કાંઇ પણ લાભ નથી. આત્મહત્યા કરવાથી ઇશ્વરના અપરાધી થશો, અને ત્યાં પણ આપને

માટે અપરાધી તરીકે ઉભાં રહેવાનું થશે."

દાક્તરે વિસ્મિત થતાં ખડેરાવને પૂછ્યું. "ચાલો! હવે આપને શુ શુ કહેવાનુ છે તે કહો?"

"મારે જે કહેવાનુ છે, તેનો તમે બરાબર રીતે મર્મ સમજ્યા નથી. આપ ઝેર પીવાનો વિચાર જતો કરો, જીવતા હશો તો સૌ સારા વાના થશે. ગ્લાસને એક બાજુપર મૂકી દેઈ અહિયા આવી બેસો."

દાકતર અડગપણે ઉભો હતો ત્યાજ ઉભો રહ્યો. ખરી રીતે તેણે ઝેરનો પ્યાલોજ તૈયાર કર્યો હતો. ફાસીના લાકડે લટકવુ પડે નહિ, કે પોલિસ જીવતા હાંથમા બેડી પહેરાવી કોર્ટના દરવાજા સુધી લઈ જવા પામે નહિ, એટલા માટે તેણે વખત આવતા ઝેર લઈ મરવાનો નિશ્ચય પ્રથમથીજ કરી મૂકયો હતો તેને દૃઢપણે ઉભો રહેલો જોઇ ખડેરાવે ફરીથી કહ્યું. "હુ તમને જેવા મૂર્ખ ધારતો હતો, તેથી પણ તમે અતિશય મૂર્ખ હો એમ આજે જોઉછુ તમે જાણો છો કે હુ પોલિસનો માણસ નથી, અને તમને હાથકડી કરી કેદ કરવા ધારૂ તો તે મારાથી કરી શકાય તેમ નથી"

આ વાત સાભળતાની સાથેજ દાકતરના હૃદયમા ચૈતન્યનો સચાર થયો તેના અતરમા સાહસ આવતુ જણાયુ, તેણે જવાબ આપ્યો. "ત્યારે શા માટે મારી પાસે આવ્યા છો?"

"અધિરા બનો નહિ! અહીંઆ આવી બેસો, હુ તમને સઘળી હકીકત કહુ છું"

. દાક્તરે શીશી તથા ગ્લાસ આલમારીની અંદર મૂકી દીધાં અને ખંડેરાવની સામે આવી ખુરસી ઉપર બેઠો.

ખંડેરાવે તેને આવીને પોતાની સામે બેઠેલો જોઈ ધીમે ધીમે કહ્યું. " જ્યારે કોઈપણ મનુષ્ય બીજા માણસની ગુપ્ત વાત જાણી જાય, અને જે માણસની વાત જાણવામા આવી હોય તેની પાસે અસંખ્ય દોલત હોય, તેમ જાણનારો માણસ ગરીબ હોય, તો જાણનાર માણસની ઈચ્છા હોય તો પોતાની વાત ગુપ્ત રખાવવા માટે તેને પૈસા આપવા, માગે તેટલા પૈસા આપવા જોઇએ, કે જેથી તે માણસનુ મોં બંધ થાય, તેવી રીતે ઉપકારવશ થતા કોઈપણ દિવસ તે ગુપ્ત વાત બ્હાર પાડે નહિ. "

ખંડેરાવની વાત સાભળી દાક્તરના મનમા કાંઇક આશા ઉત્પન્ન થઇ તેના મનમા પૈસા આપીને ખંડેરાવનું મો બંધ કરવાનો વિચાર થયો. પરંતુ કેટલા પૈસા આપવા પડશે તેનો વિચાર કરવા લાગ્યો. ખંડેરાવની વાતથી પ્હેલા તો તેનુ મન વિહ્વળ અને વિચલીત થયુ હતુ, છતા તેની પોતાનીજ વાતથી તે બહુ વખત સુધી તેવું રહેવા પામ્યું નહિ.

ખંડેરાવની વાત ઉપરથીજ તે એક વખત વિષ ખાવા તૈયાર થયો હતો, અને તેજ ખંડેરાવની વાતથી પોતાના પ્રાણનું રક્ષણ થયુ હતુ, છતા પોતાને બચાવનારનુજ ખૂન કરવાનો આ વખતે તેના મનમા વિચાર આવ્યો.

" અંધકારમય રાત્રી છે, નિર્જન સ્થાન છે, નિર્જન ગૃહ છે પછી આ સ્થળે તેનુ ખૂન કરી દામોદરના જેવીજ અવસ્થા

કરવામાં આવે તો કોઇ શું કરી શકે તેમ છે? તેને માટે કોઇને પણ વહેમ લાવવાનું કારણ મળશે નહિ."

એ પ્રમાણે વિચાર કરી તેણે ટેબલનુ ખાનું જરા ખુલ્લું કર્યું અને તેની અંદર હાથ નાખી પોતાની પિસ્તોલ હાથમાં લીધી.

ખંડેરાવે તે જોઈ હાસ્ય કરતાં કહ્યુ:-" દાક્તર સાહેબ! હાથ જરા બહાર કાઢી લ્યો, આપ પિસ્તોલ ખોળો છો. તે હુ બરાબર સમજુ છું આપ પિસ્તોલ બહાર કાહાડી મારા ઉપર તેનો બાર કરવા વિચાર રાખતા હશો, પરંતુ એ પણ વિચારો કે આપના જેવા માણસ પાસે હુ ખાલી આવ્યો હોઇશ નહિ. ખોટુ કહેતો હોઉં તો આ જુઓ, મ્હારા હાથની અંદર શુ છે? જુઓ મારી આંગળી પિસ્તોલના ઘોડા ઉપરજ રહેલી છે. મારા નેત્રો આપના હ્રદયનુ લક્ષ્ય સ્થાન સાધીને જોઇ રહ્યા છે. મુખ આપના સ્હામુજ સ્થિરપણે ઠરી રહ્યુ છે. આપ ધારશો કે ઉઠીને આઘો પાછો થઈ જઇશ, પરંતુ યાદ રાખજો કે જરા આઘાપાછા થયા કે તરતજ ઘોડો દાબતા વાર છે. જ્યા સુધી તમે હાલશો ચાલશો નહિ, ત્યા સુધી કાઇપણ કરવામા આવશે નહિ, માટે કહુ છુ કે મહેરબાની કરી હાથ બ્હાર કાઢો અને ટેબલનું ખાનું બરાબર બંધ કરો. એમ કરવાથી બહુ મજાહ રહેશે.

દાક્તરે કાંઇપણ ઉત્તર આપ્યો નહિ. તેથી ખંડેરાવે કહ્યુ. "સાહેબ! આપ જાણો છો કે નરોતમદાસને શોધી બહાર લાવવા માટેજ હુ નિમાયો છું. હવે આપજ કહો કે હું નરોતમ દાસને શોધી બહાર લાવી શકું કે નહિ?"

ખડેરાવ પોતાના મનમાંજ વિચારવા લાગ્યો, કે અવસ્ય દાક્તર નરોતમદાસના અદૃશ્ય થવાના સંબંધમાં કાંઇ પણ હકીકત જાણતો હોવોજ જોઇએ; પરંતુ કેટલે સુધી જાણતો હશે તે કાંઇ પણ સમજાયું નહિ

તેણે દાક્તરને મૌન્ય ધારણ કરી બેસી રહેલો જોઈ ફરીથી કહ્યુ. "દાક્તર! તમે ગમે તેટલી ગોઠવણ કરશો, છતા પણ હુ નરોતમદાસને શોધી કાઢીશ. જો કે તમે કાઇપણ વાત જણાવતા નથી, પરંતુ મને તે સબંધમાં બહુ હકીકત મળી છે. તમે કાંઇ પણ જવાબ આપતા નથી તેથી એમ સમજાય છે કે તમે તેને ફરીથી જોવા માગતા નથી. ખરૂને? મણિબાઇના સબધીની વાત બહાર આવે એ પણ આપ ચ્હાતા નથી, સત્યને? ચાલો! હવે કામની વાત થવા દો તમે કેટલા પૈસા આપી શકો તેમ છો, તે જણાવશો?"

દાકતરે પોતાના મનમા વિચાર કર્યો, કે કોઇ પણ રીતે આને પાસેના ઓરડામાં લઇ જવો જોઇએ. તે સિવાય કાઈપણ બની શકે તેમ નથી, પરંતુ તે બને કેવી રીતે?

પોતે નીચી ગરદન કરી બહુજ વિચાર કર્યો, છતા કાઈ પણ ઉપાય હાથ લાગ્યો નહિ. હવે કાંઇપણ ઉપાય સાધવો એમ સમજી દાકતરે કહ્યુ. "વિચાર કરીને તમારી વાતનો સ્વિકાર કરીશ. તમે જે કાઇ વાત કહોછો તેમાનુ કાંઇક છે તો ખરૂંજ"

"તર્ક વિતર્કની વાત છોડી દ્યો, કામની વાત કરો.

"તેમ કરવામાં આવશે."

"ત્યારે કહો શું આપવા કબુલાત આપોછો ?"

"તમારી શું મરજી છે ?"

"મને તો બહુ પૈસાની ઇચ્છા છે, પરંતુ એ વાત કહેવી ઠીક નથી. તમારૂં રક્ષણ કરવા જતાં મારે વિપત્તિમાં પડવુ પડે તેમ છે તમે બુદ્ધિમાન છો, સઘળું સમજો છો, મારી શું ઇચ્છા છે તે તમે બરાબર રીતે જાણો છો ઠીક! પરંતુ એ બાબતમા લખવા લખાવવાનું કે કર કબુલાત તો હોયજ નહિ; તેમ ઓછા વત્તા કરી આકડો મૂકવાનો પણ હોય નહિ; તમે એ પણ સમજો છો કે મોઢું બધ કરી વાત બ્હાર જતી અટકાવવામાં નહિ આવે તો તમારૂં શુ થશે ! એ સબધમાં તમારે મને કાંઈપણ કહેવાનુ રહેશેજ નહિ, મારૂં મન મનાવી લેશો તો પછી તમારે નિશ્ચિત રહેવું કે કોઈ પણ પ્રકારનો તમને ભય આવશે નહિ, કેમ ખરૂ છે ને ?"

"પરંતુ કેટલા પૈસા જોઇએ તે કહેશો ?"

"ગભરાઓ નહિ, તે પણ તમને કહુ છુ "

"તમે કહો તો સમજવામાં આવે."

"વીસ હજાર રૂપીયા ! પૈ પણ ઓછી વત્તી નહિ."

લાલચમા લપટાઇને, ગુણી ગૂમાવે માન;
કળીમા જે ફાવે કદી, તે જામે આ જહાન.



# પ્રકરણ ૧૩ મું.

## શઠં પ્રતિ શાઠયં.

હોઠ લબડતો ઉંટનો, તાકી રહે શિયાળ
મન મનોર્થ મનમા રહે, ઝૂલે અંતરીયાળ

ડાકતર વીસ હજાર રૂપીયાની વાત સાભળીને સ્તબ્ધજ બની ગયો. દામોદરે પણ તેટલીજ માગણી કરી હતી, તે તેને યાદ આવ્યું. તે પોતાના મનમાંજ કહેવા લાગ્યો. "વીસ હજાર રૂપિઆ! વીસ હજાર રૂપીયા તે કાંઇ રસ્તામા પડયા છે?"

ડાકતર પોતાને આ માણસ પકડવા માટે આવેલો હશે, એ જાણીને તેનુ મન વિહ્વળ બની ગયુ હતુ, પરતુ જ્યારે તેને યાદ આવ્યુ કે તે પોલિસનો માણસ નથી, તેમજ પોતાને પકડવાની તેને કાંઈ પણ સત્તા નથી, ત્યારે તેને સમજાયું, કે કોઇ પણ પ્રકારે થોડા ઘણા પૈસા આપીને તેનુ મો બધ કરવુ જોઇએ. પછી ભય રાખવાનુ કારણ શુ છે?"

તરતજ ડાકતરનો વિચાર ફરી ગયો, પોતે દૃઢ બન્યો, તેણે પોતાનુ ભયને લીધે વિખેરાઇ ગયેલુ બળ એકત્ર કર્યું, અને ખંડેરાવની હત્યા કરવાની ઉતાવળ કરવાનુ કામ માંડી વાળ્યું. તે પોતાના મનમાંને મનમાંજ આનંદ પામવા લાગ્યો.

તેના પોતાના મનમાંજ વિચાર આવ્યો, કે ખંડેરાવને જે

મ્હારી કેટલીક હકીકત સામાન્ય રીતે માલુમ પડી છે, એ મારી પોતાનીજ મૂર્ખતાનું કારણ છે. ભય પામીને મેં ઔષધની વાત તેને જણાવી દીધી છે, પરંતુ મારા ધારવા પ્રમાણે તે સઘળી હકીકત બરાબર રીતે જાણતો હોવો જોઇએ નહિ. કોઈ પણ રીતે ધાપ આપી પૈસા પડાવવા, એજ વિચારથી તે આવેલો હોવો જોઇએ. પોતાની સાથે મણિબાઇનો આડો વ્યવહાર હતો, એ વાત મણિબાઇ સિવાય કોઈ જાણતું હતુ નહિ મણિબાઇ જીવતી નથી. એટલે એ વાત કોઇના પણ જાણવામાં આવે તેમ નથી. મે પોતે કોઇ પણ વખતે મણિબાઇને એક કાગળનો ટુકડો સુદ્ધાય લખ્યો નથી, કે જે પત્ર જોઇને કોઇને કાંઇ પણ સંદેહ લાવવાનુ કારણ મળે. અગર અમારા બન્નેમાં ચાલતો વ્યવહાર જાણવા પામે ત્યારે ખંડેરાવે આ સઘળી હકીકત કેવી રીતે જાણી? એ જણાતો તો બહાદુર છે મે એને જોકે સહજ વાતમાં બનાવ્યો છે ખરો, પરંતુ એક વખત એટલુ પણ જાણી લેવુ જોઇએ કે તે કેટલી હકીકત જાણે છે. અવસ્ય પરિક્ષા કરી લેવી તો જોઇએજ! એમ કરવાથી એની વિદ્યાની અને બુદ્ધિની પણ પરિક્ષા કરવાની ઉત્તમ તક મળશે. આ પ્રમાણે વિચાર કરી દાક્તરે ખંડેરાવને કહ્યુ:—"રાવ! આપે જે જે પ્રમાણો આપ્યા, તે મારા ધારવા પ્રમાણે મેં મણિબાઇને લખેલા કાગળ પત્રો ઉપરથી મેળવેલાં હોય તેમ જણાય છે?"

ખંડેરાવ બહુ ચાલાક હોવા છતાં આ વખતે દાક્તરના ફંદામાં ફસાયો. તેણે જવાબ આપ્યો. "ખરી વાત છે. તે ઉપ-

રથીજ મેં સઘળી હકીકત મેળવી છે. એક પણ પત્ર વાંચ્યા સિવાય બાકી મૂકયો નથી.”

ડાકતર જવાબ મળતાની સાથેજ પોતાના મનમાં હસ્યો. તેના મનમાં ભરાયેલો સઘળો ભય જતો રહ્યો. આ વખતે તે પોતાના મનમાં બહુજ આનંદ ભોગવવા લાગ્યો, છતાં પ્હેલાં જેવી રીતે ભયથી કંપીત સ્વરે જવાબ આપતો હતો, તેવીજ રીતે દેખીતી રીતે ભયથી કંપતો હોય તેવો ખોટો ભાવ દેખાડતા કહેવા લાગ્યો

“તેથી એમ જણાય છે કે પોલિસે જે બાબતમા પોતાનુ લક્ષ્ય દોર્યું નહોતુ તે બાબતમાં આપે પુરતું લક્ષ્ય ખેંચ્યુ છે, મણિબાઈના મુખ પર એક ન્હાનો છરાનો ઘા પણ કરવામાં આવ્યો હતો.”

• ખંડેરાવ ફરીથી પણ ડાકતરની જાળમાં ફસાયો, તેણે જવાબ આપ્યો. “હા! તે સંબંધમાં પણ કેટલુંક મારા જાણવામા આવ્યું છે.”

ડાકતર અધિકતર આનંદમા આવ્યો, તેના અંતરમા નિશ્ચય થયો કે, “ચોક્કસ ખંડેરાવ ખોટોજ દમ ભીડે છે, અને મને ધાપ આપે છે”

ડાકતરના ઘરમાં હમેશાં દારૂના શીસાઓ પડયાજ રહેતા હતા, તેણે આલમારી ઉપરથી એક્સ એ નંબર ૧ ની બોટલ અને ગ્લાસ બ્હાર કાઢયાં, અને ખંડેરાવને કહ્યુ. “ચાલો! અત્યાર

સુધી તો આપણે કામની વાતો કરી, હવે કાંઇક આનંદની વાતો કરીએ."

ખંડેરાવ શત્રુની સાથે કોઇપણ દિવસ મદિરાપાન કરતો નહિ. તેના મનમા ખાત્રી થઈ કે "ડાકતર દારૂની સાથે કાંઈ પણ દવા મેળવવા માગે છે, તેથી તેણે ડાકતરને જવાબ આપ્યો. "મારાથી એ બધી પી શકાશે નહિ"

"ઠીક!" એમ કહી ડાક્તારે પ્યાલામા કાઢેલી પોતેજ બ્રાન્ડી ઉડાવી દીધી. અને પાછો ખુરસી ઉપર આવીને બેઠો, તથા ખંડેરાવને કહેવા લાગ્યો. "રાવ! આપને ખરૂં કહુ છુ કે એટલા બધા રોકડા રૂપીયા હું ઘર આગળ કદી પણ રાખતો નથી!"

"તેવુ સમજ્યુ, એવો હુ ગધાડો નથી"

"બેંકમાથી મારે તે મંગાવવા પડશે"

"કેટલો વખત લાગશે?"

"જુઓ! આજે તો અત્યારે વખત નથી, કાલે આજ વખતે આપ આવશો તો અવસ્ય આપના કહેવા મુજબ વ્યવસ્થા થઇ જશે."

"બહુ સારૂ"

ખંડેરાવ હવે પૈસા મળશે, એમ સમજી પોતાના મનમાં ને મનમા આનંદ પામવા લાગ્યો. એમાં શું? જ્યાં તો તો ફક્ત આડી રાત છે, કાલે આ સમયે તો આપણે વીસ હજારના માલિક બની જઇશું. પછી શું? આમ વિચાર કરવા લાગ્યો.

ડાક્તરે ખંડેરાવને થંડો પાડવા આશ્વાસન આપતાં કહ્યું.

"જુઓ સાહેબ! આજે જે વાત આપણા બેમાં થઇ તે થઇ, હવે કોઇની પાસે પણ આ વાત જવી ના જોઇએ, અને તેટલા માટેજ હું આપને વીસ હજાર રૂપીયા આપવા તૈયાર થાઉંછું."

"એ બાબતમાં આપે ફીકર રાખવી નહિ, કાંઈ પણ વાત બહાર પડશે નહિ."

"કાલે આ વખતે આપ આવશો, ત્યાર પછી આ જીવનમા આપણે એકમેકને ફરીથી મળવાનુ થશે નહિ"

"ખરી વાત છે, દાકતર! જો કે વાત સારી નથી, તે હુ જાણુ છુ, અને તેટલા માટેજ આપને બચાવવા માટે મે આ યૂક્તિ શોધી કાઢી છે."

"આપની વાત સત્ય છે, આપ ખરૂં કહો છો."

"ઠીક! ત્યારે હવે કામ તો આજથી માંડી વાળવામા આવે? ને આપનુ કહેવુ મારે સ્વિકારવુ પડે છે."

"વાહવા! આપને તે સ્વિકારવુ અવસ્યનુ છે, ત્યારે હવે પધારો."

ખંડેરાવ ઉઠતા ઉઠતા બોલ્યો. "ત્યારે કાલે આજ વખતે આવુ ને?"

"ભલે! ભલે! ખુશીથી પધારજો."

ખંડેરાવના ગયા પછી દાક્તર ગોકળદાસ તે ઓરડામાથી બ્હાર નિકળી કામે લાગ્યો.

ધૂર્ત ધૂતવા ધૂર્તને, કરે ચપળ બની કામ,
એક ચહે હમણા લઉં, બીજો કહે કયાં દામ?

# પ્રકરણ ૧૪ મું.

## સમાનાચરણ.

સાપ ઘર જઈ સાપ નવ, પામે કદી સન્માન,
જીભ ચાટી પાછો વળે, ચૂકી ગર્વ ગૂમાન.

હરકીસનદાસ નામે એક વ્યક્તિની સાથે દાક્તર કવિ ગોકળદાસને બહુજ સારો સબંધ હતો; ને એક નાટક કંપનીનો મેનેજર હતો. દાકતર અને કવિ તરીકે કહેવાતા ગોકુળ દાસનાં ગૂપ્ત ચરિત્રોથી તે બરાબર રીતે જાણીતો નહિ હોવાથી તેના સ્નેહમા પડયો હતો દાક્તરને તે એક સદ્‌ગૃહસ્થ તથા બહુજ સારો લેખક સમજતો હતો, પોતાની કંપનીમા નાટકો સુધરાવવા માટે તથા નવા લખાવવા માટે દાકતરને તે વારવાર બોલાવતો હતો, અને હમેશા દાક્તરનો સારો આદર સત્કાર કરતો હતો સારા નાટકના લેખકોના લેખો મોઘા પડવાથી માનને માટે મરી મથનારા, રંગા પાણીના શોખીન, સોડા લેમનના ઉપાસક, આઇસક્રીમના અધિક વિલાસી, અને મિથ્યા માનથી ફૂલાનારા તથા ઉપર ઉપરથી અધિક સદ્ગુણશાળી જણાતા મી.

ગોકળદાસ દાક્તર સાથે તેને કામ લેવાંમા બહુજ સારી સરલતા થઈ પડી હતી.

વિશેષમા દાક્તર દવાઓનુ કામ પણ જાણતો હોવાથી જોઈતી દવા પણ મળતી હતી, તેથી તે તેની સાથે બહુજ સારો સ્નેહ બતાવતો હતો, પોતે એક વખત મહાન રોગનો ભોગ થઇ પડયો હતો, તે સમયે દાક્તર ગોકળદાસે તેને મૃત્યુના મુખમાથી બચાવ્યો હતો, તેને અનુસરી હરકીસનદાસ દાકતરનો બહુજ ઉપકારી બન્યો હતો.

દાક્તર ગોકળદાસ આજે તેની નાટક કપનીમા નાટક સુધારવાના બ્હાના હેઠળ જવાની તૈયારી કરી નિકળ્યો હતો ત્યાં સમય જોઇ દાકતરે પોતાના કાર્યમાં સ્હાય તરીકે હરકીસન દાસને હથીયાર તરીકે વાપરવાની અમૂલ્ય તક હાથમા લેવાનો વિચાર કર્યો હતો, તેથી તે નાટક કપનીના થીએટરમાં આવ્યો

દાકતરને આવેલો જોતાજ હરકીસનદાસે તેને આવકાર આપતા કહ્યુ. "પધારો, કવિરાજ! આજે ધનભાગ્ય કે આપો આપ ઓળગ કર્યા સિવાય પધાર્યા છો ' દાક્તર! બહુ દિવસે અમારી બળીયાકાકાની ઓળગો સફળ થઇ સમજીયે છીયે કહો સાહેબ! કેમ છે? તબીયત તો મજાહમાં છે ને?"

દાકતરે જવાબ આપ્યો. "મી. હરકીશનદાસ! આજે આપનું એક અગત્યનુ કામ હોવાથી અત્રે આવ્યો છું."

“ બોલો સાહેબ! એવું તે શું કાર્ય છે કે આપ આટલા બધા અધિરા બની બોલો છો ?”

કામ તો જુજ જેવું છે આપણે ત્યા પોલિસ ઇન્સપેક્ટરનો ડ્રેસ છેને ?

“ હાજી ! કહો આપને તે ખ્હરી ઈન્સપેક્ટર બનવાનો વિચાર છે ?”

“ નહિ નહિ ! આજે ઘર આગળ એક નાટક ભજવવાનું નક્કી કર્યુછે, તેમા આપની પાસેજ એક પાર્ટ ભજવાવાનો પ્રોગ્રામ રાખેલો છે ”

“ મારી પાસેજ ?”

“ હાજી ! બહુ દીવસ આપની સેવા બજાવી છે તો આજે આપને બજાવવાનો સમય આવ્યો છે ’

“ એવુ શુ કાર્ય છે, કે મારે તે ભાગ ભજવવાનો છે ?”

“ જુઓ, આપ તો મ્હારા સ્નેહી છો, વળી આપણા અ તર જુદા નથી. એટલે આપને જણાવવાને હરકત નથી એક માણુસ આવી ખાલી મને હમેશા સતાવે છે, અને કહે છે કે તમે નરોતમદાસની સ્રી મણિબાઇને મારી નાખી છે માટે જો વીસહજાર રૂપીયા આપો તો, કોઇને પણ જણાવું નહિ હુ તેના કહેવા મુજબ વર્ત્તુ નહિ તો પોલિસને જણાવી દેવાની ધમકી બતાવે છે.

“ એવો બદમાસ માણુસ છે ?”

“ દુનિયામા દુષ્ટ લોકો કાઇ ઓછા છે ? એ માણુસને

જરા હુમ બતાવવાને માટેજ આપની પાસે આવ્યો છું. જો કે પોલિસને જણાવવામાં કેવી હરકત આવી પડે છે, તે તમે બરાબર રીતે સમજો છો, મ્હારા કરતાં તમે તેના ઓછા અનુભવી નથી? માટે જો તમે પોતેજ પોલિસ ઇન્સપેકટરનો ડ્રેસ લઇ મારા ઘર આગળ આવો, અને તે મ્હેરી પાંચ મિનિટ ઉભા રહો તો, આપને જોતાંજ એ માણુસ ભય પામશે, અને છ .પાચ ગણી જશે પછી કોઈ પણ દિવસ સતાવવાનુ ભૂલી જશે ”

“ ઠીક! મારે ત્યાં આવી શુ કરવુ પડશે તે જણાવો.”

“ આપને કાંઇ પણ કરવાનુ નથી. કેવળ ઈન્સપેકટરનો પોશાક લઇ મારે ત્યા આવવું. ફક્ત ત્યા આગળ તે મ્હેરીને બેસવાથીજ કાર્ય સિદ્ધ થશે.!

હરકીસનદાસે ઉત્તર આપ્યો. ‘ ઠીક મજાહ આવશે! શું થાય,છે તે જોઇએ છીયે. આપે મારો પ્રાણ બચાવ્યો છે, એટલુ જ નહિ પણ કપનીને પણ વારવાર નાટક સુધારી આપી તથા નવા લખી આપી મદદ કરી છે એટલે કામ કર્યા સિવાય છુટકો નથી. નહિ તો અમે વાણીયા કોઇનુ પણ આવુ કામ કરવાનું કબુલ કરીયે નહિ. જાઓ! અવસ્ય હુ કાલે આવીશ. એના તે શા ભાર છે કે આપને સતાવે?”

“ ત્યારે તો ઠીક! મારા મનમા હતુ કે વખતે આપ આનાકાની કરશો ”

“ નહિ નહિ! એમાં તો શુ મ્હોડુ કામ હતું, કે આનાકાની કરૂં! જરૂર આવીશ ”

" ત્યારે હું જાઉં છું. જુઓ આપનો સંપૂર્ણ ભરોસો છે. આવશોને ?"

" હા ! હા ! જરૂર આવીશ."

હરકીસનદાસે કબુલાત્ આપવાથી દાક્તર ઘર તરફ વિદાય થયો. ચતુર ચૂડામણિ ખંડેરાવને મહાત્ કરાશે, એમ સમજી તેનું હૃદય આનંદથી અત્યંત પ્રફૂલ્લીત બનવા લાગ્યું. રસ્તે ચાલતા મનમાંને મનમાજ તે એક ગજલ લલકારવા લાગ્યો.

અમે શયતાનના સાથી, સતાવી કો શકે અમને,
નથી કો જગતમા જન્મ્યો, ડરાવી દે દગો અમને અમે૦
જગતમા જે અકલમંદો, કહેવાયે કવિ ત્હેમા.
અકલમદી મહી મ્હોટો, કરે શુ કાયર અમને અમે૦
શૃગાલો ચાર પદવાળા, પશુમા ધૂર્ત્ત લેખાયે.
સુપખીમા કુટીલ કાગો, તણી ગણના બહુ થાયે અમે૦
મનુષ્યમા નાપીકો ધૂરતો, ધીમાનોમા અમે મ્હોટા,
કવિ કહેવાઇએ મ્હોટા, નથી જગમા અમો જોટા અમે૦

" બસ ! બેડો પાર ! હવે ખંડેરાવ શુ કરનાર છે ? હુ લુચ્ચામાં લુચ્ચાનો સરદાર છુ એના જેવાને પાણી પીતા કરતા શુ વાર છે ?"

આ પ્રમાણે મનની મસ્તીમા મ્હાલતો, તરંગોના તાનમા વ્હેતો દાક્તર પોતાને દવાખાને આવી પોહોચ્યો.

સાયંકાળનો સમય થવાની સાથેજ હરકીસનદાસ પોલિસ ઇન્સપેકટરનો પોશાક લઇ દાક્તરને ત્યાં આવ્યો જેથી આનંદ

પામતાં હરકીસનદાસને દાકતરે કહ્યું, પધારો સાહેબ! બહુજ તસ્દી આપી છે. બરાબર સમયેજ આવી પહોચ્યા છો. આપના નામની માળાજ આ જીહ્વા જપતી હતી."

"શા માટે? આપને કહેલુંજ હતું કે હું અવસ્ય આવીશ. પછી શા માટે અધિરતા રાખવી જોઇએ?"

"એ તો કુદરતી થયાજ કરે છે. જુઓ સાહેબ! હવે તેને આવવાનો સમય થયો છે આપ ડ્રેસ પ્હેરી તૈયાર થઇ બેસો."

"શુ તે હમણાજ આવનાર છે?"

"હા, હા! તેને આવવાનો સમય થઈ ગયો છે."

"ત્યારે મને પણ વાર શુ છે? આ તૈયારજ છે. પ્હેરી લેતાજ વાર છે હરકીસનદાસે પોતાનો માથાનો ડબો માથેથી ઉતાર્યો. કોટને કાહાડી એક બાજુપર ફેંકયો. અને પાસેનો પોલિસ ઇન્સપેકટરનો ડ્રેસ પ્હેરી લીધો, અને ઘરની અંદરની બાજુએ જઇ, બેઠો એટલામા નોકરે આવી દાક્તરને જણાવ્યું "સાહેબ! કાલવાળો માણસ આવ્યો છે

"તેમને અહી બોલાવી લાવ"

"મે તો તેમને ના કહી હતી! અને–

"ચૂપ કર, જો તે આવે છે"

ખંડેરાવે ઘરમા પ્રવેશ કર્યો કે તરતજ દાક્તરે ઇશારો કરવાથી હરકીસનદાસે જઇને પેસવાના દ્વારને સાંકળ મારી.

ખંડેરાવ ઘરમાં આવ્યો. પણ પોલિસના ઇન્સપેકટરને જોઇને તેના મનમા ત્રાસ પડયો. તરતજ તેના મનમાં વિચાર

આવ્યો કે દાક્તરે મને ફસાવવાનો ઉપાય સાધ્યો છે. "હવે પોલિસને શું જવાબ આપવો ?"

ખડેરાવને પાસે આવેલો જોઈ દાક્તરે જરા અકડાઇને કહ્યું:–"પધારો ખડેરાવ સાહેબ! આવો. આવો. કાલે તો આવતાની સાથેજ આપે આસન ગ્રહણ કર્યું હતુ, અને આજે કેમ કાઇ ચિતાતુર જણાઓ છો ?"

દાકતરના કહેવાનો કાઇ પણ ઉત્તર ખડેરાવે આપ્યો નહિ. તેનો પગ આગળ ઉપડયો નહિ. શુ જવાબ આપવો તે સૂઝયું નહિ તેનો કઠ સૂકાઈ ગયો તેણે ભયગ્રસ્ત સ્વરે પૂછયુ "આ શુ ? એઓ કેમ આવ્યા છે ?"

દાકતરે જવાબ આપ્યો. "કેમ સાહેબ! આપનો શુ વિચાર છે ? આપને અત્યારે ઘર તરફ જવાનો વિચાર છે ? આ કોણ છે તેની ઓળખ આપવાની રહેતીજ નથી. તેમનો પોશાકજ તે કોણ છે તે કહી આપે છે આપની સાથેની વાતમા એમને હાજર રાખવાથી બહુ લાભ થશે, એમ ધારી એમને બોલાવવામા આવેલા છે કાલે આપેજ મણિબાઇના મરણના સબધમા મને ખોટી હકીકત સમજાવી ભય બતાવ્યો છે, અને મારી પાસેથી વીસ હજાર રૂપીયા પડાવવાનો પાતરો રચ્યો હતો કેમ ખરૂને ? આપ ગઇ કાલ આજ વખતે મને કહેતા હતા, કે મે મણિબાઇને જે સઘળા કાગળો લખ્યા છે, તે આપે મેળવ્યા છે, પણ મહેરબાન! હુ તો તેજ વખતે સમજયો હતો કે તે વાત તદ્દન ખોટી છે આપ તદ્દન જાુઠુ જણાવતા હતા."

ખંડેરાવ ઉચું જોઇ શકયો નહિ. સહેજ પણ ઉત્તર આપવાની તેનામાં શક્તિ રહી નહિ.

દાક્તરે આગળ ચલાવ્યું. “રાવ! આપના ગયા પછી મેં સઘળી હકીકત પોલિસને જણાવી છે. મણિબાઈની ગરદન પર છરાનો ઘા હતો, તે વાત પણું ખોટી છે મહેરબાન! આપ જાણી બૂજીનેજ ખોટું બોલ્યા છો. જો સાચીજ વાત હોય તો, આ ઇન્સપેકટર સાહેબની સન્મુખ તે કહી બતાવો. “ચાલો બોલો!”

ખંડેરાવ આ વખતે પણ કાઇ જવાબ વાળી શકયો નહિ તેના મોમાથી એક પણ શબ્દ બહાર નિકળી શકયો નહિ.

આ વખતે દાકતર ગુસ્સે ભરાઈ ઉત્તજીત સ્વરે કહેવા લાગ્યો “જો હીમ્મત હોય તો જણાવી દો.”

હુવે ખંડેરાવને ઉત્તર આપ્યા સિવાય ચાલ્યું નહિ. તેણે જવાબ આપ્યો. “દાક્તર સાહેબ! આપ શુ કહેવા માગો છે તે કાઇ સમજી શકાતુ નથી મે કયારે આપની પાસે એક પૈસાની પણ માગણી કરી હતી?”

દાકતર મ્હોટેથી હસ્તા હસ્તાં કહેવા લાગ્યો. તેનુ હસવુ હવે ખાળ્યું રહ્યુ નહિ, તેણે કહ્યું. “ત્યારે કાલે આપ મહાશય શા માટે મારી પાસે આવેલા હતા? વીસ હજાર રૂપીયાનુ મને દાન આપવા આવ્યા હશો કેમ?”

ખંડેરાવે ગંભિરપણે જવાબ આપ્યો. “આપે બોલાવવા મોકલ્યું હતુ, તેથીજ આવવાની જરૂર પડી હતી.”

ડાકતરે મ્હોટેથી હાસ્ય કરતાં કહ્યુ. "ત્યારે તો એમજ કહોને કે મેંજ આપ મહાશયને એમ જણાવ્યું હતું, કે મેંજ મણિભાઇનુ ખૂન કરેલું છે."

"હા! તમેજ તે પ્રમાણે કહેલુ હતુ, અને અત્યારે પણ કહોછો કે મેજ મણિભાઇનુ 'ખૂન કરેલું છે."

"એટલા માટેજ તમે નિશ્ચયપૂર્વક આ સબંધમા કેટલાંક પ્રમાણો એકઠા કરેલા છે. ખરૂં?"

"હા! તમે પોતેજ જણાવ્યુ હતુ, કે મે મણિભાઇના ગરદન પર છરી ફેરવી હતી."

ડાકતરે બનાવટી ઇન્સપેકટરને જણાવ્યુ. 'ઇન્સપેકટર સાહેબ! આપ સઘળુ સાભળો છો, હવે પછી વિચાર કરવાને માટે આ સઘળુ આપના કામમા આવશે આ પાગલે મને કહ્યુ હતુ કે તમે મણિભાઇને અનેક પત્રો લખેલા છે, અને તે સઘળા મે મેળવ્યા છે? આ બદમાસે એમ પણ કહ્યુ હતુ કે તમે મણિભાઇના ગળાપર છરાનો ઘા કર્યો છે"

આ વખતે ખંડેરાવ બરાબર રીતે સમજી ગયો કે, મને પોતાની જાળમા ફસાવવાને માટેજ ડાકતરે કાગળોની અને છરો મારવાની વાત ખોટી રીતે જણાવી હતી આજે આણે મને પકડાવવાના વિચારથી આને બોલાવ્યો છે. આમ પકડાતાં કેટલોક વખત જેલમા સડવુ પડશે. "કેવુ ભયાનક! આ દુરાત્મા હમણાંજ મને પોતાના હાથમાં લેશે." ખડેરાવનો કઠ આ સઘળી વાતનુ સ્મર્ણ થતાની સાથેજ રૂંધાઇ ગયો.

દાકતરે સરોષ સ્વરે ઇન્સપેકટરને કહ્યું. "આ નરાધમ મને ભય બતાવીને વીસ હજાર રૂપીયા પડાવવા માગતો હતો. કેવળ મારી વાત ઉપરથીજ તે મને ફસાવવા માગતો હતો અમે તેમ થાય તથાપિ આ દુરાત્માને છોડવો યોગ્ય નથી. હવે તે મારા ઉપરથી એ બોજો ઉઠાવી કાલે બીજા ઉપરજ ફે કરશે, અને તેને ફસાવવાની યુક્તિ રચશે. માટે તેને તેના ગુન્હાની શિક્ષા અપાવ્યા સિવાય આપે છોડવો નહિ જોઇએ.

ખડેરાવે કપીત સ્વરે દાકતરને ઉદ્દેશી કહ્યુ :-"દાકતર! દાકતર! તમે શુ કરવા ચાહો છો?"

"હુ જે કરવા ચાહુ છુ, તે હમણાંજ જણાશે."

ખડેરાવે બહુજ કરૂણામય સ્વરે કહ્યુ. "દાકતર! દાકતર! મારા ઉપર આમ કરવુ તમને ઘટે છે?"

"તારા ઉપર દયા? દુષ્ટ ઉપર? બદમાશ! નિર્લજ!"

'દાકતર! હુ મારે ઘેર ચાલ્યો જાઉંછુ, હવે કદી પણ આવુ કામ નહિ કરૂં. માફ કરો, મારે બૈરી છોકરાં છે, જો હુ જેલમા જઇશ તો તેઓ ભૂખે મરશે, તેનો વિચાર કરો, તેમના ઉપર દયા લાવો."

'દયા લાવુ? તારા જેવા ઉપર દયા કેવી?"

ખડેરાવે આ વખત બહુજ કરગરીને કહ્યુ. "મને છોડી દો સાહેબ! હવે કોઇ પણ વખતે હુ આવુ કામ કરીશ નહિ, આપના સોગન લઇને સાચુ જણાવુ છુ મને માફ કરો. દયા કરો."

"ત્યારે તુ કબુલ કરે છે કે, તેં જે કાંઇ કહેલું હતું તે સાચું નહિ પણ જુઠુજ જણાવેલું હતુ ?"

"હા! હા! મેં સઘળુ ખોટુ જ જણાવેલું હતુ, એમ કબુલ કરૂ છું મારા ઉપર દયા કરી મને જવા દો."

"ઠીક! પરતુ પહેલાં જે કાંઇ બોલ્યા હતા, તે લખી આપો. એમ કરશો તોજ તમને મૂકત કરવામા આવશે. પછી કાંઇ ?" દાકતરે ઈન્સપેકટરને વિનતિ કરતો હોય તેમ જણાવ્યું. લખી આપે તો એને મૂકત કરવો એવી મારી મરજી છે."

બનાવટી ઇન્સપેકટર હરકીસનદાસે ગભીર બની કહ્યુ. "હજી બહુ સખ્ત સજા થવાની જરૂર છે"

દાક્તરે ઉત્તર આપ્યો "ગમે તેમ કરીને આટલુ તો મ્હારૂં માનવુંજ પડશે." દાકતરે ખડેરાવને કહ્યું "ચાલ! આની અદર જે પ્રમણે કહેવામા આવે તે પ્રમાણે લખી આપ"

કોઇ પણ રીતે આ વખતે બચી જવાને માટે ખડેરાવ પોતાના મનમા ચિતા કરી રહ્યો હતો, તેથી તેણે કાઈ પણ ઉત્તર નહિ આપતા દાકતરે જે જે કાઇ કહ્યુ તે સઘળુ લખી આપ્યુ.

ખડેરાવે લખ્યુ કેઃ—"મેં દાક્તર ગોકળદાસ ઉપર મણિબાઇના ખૂનનો ખોટો અપવાદ આપી, ભય બતાવી પૈસા કઢાવવા માટે જે કાઇ હીલચાલ કરેલી હતી, તથા હુ જે કાઇ બોલ્યો છું, તે સઘળુ તદ્દન ખોટુ હતુ. આ બધી વાતો કેવળ ખોટીજ ઉભી કરવામા આવેલી હતી, તે માટે હુ પૂરેપૂરો પસ્તાવો કરૂં

છું, અને કદાપિ પણ એ પ્રમાણેનું કામ કરીશ નહિ ડાક્તરે દયા લાવી મને છોડી દીધો છે ”

ખ ડેરાવે ધ્રૂજતા હાથે કલમ પકડી પોતાના હાથ દસ્કત કર્યો દાક્તરે તરતજ હરકીસનદાસને ઇશારત કરી કે ઘરનાં બ ધ કરેલા દ્વાર તેણે ઉઘાડી નાખ્યા. ખ ડેરાવ લથડીઆં ખાતો ઉંચે શ્વાસે ત્યાથી પલાયન કરી ગયો તે ઘરમાથી બ્હાર નિકળ્યો છે કે નહિ તે તપાસવાને માટે દાકતર પોળના દારવાજા સુધી તેની પાછળ પાછળ ગયો

ત્યાર પછી પાછા આવી તેણે હરકીસનદાસને કહ્યું “ જોયું શેઠજી ! સઘળા બદમાસોને આવીજ રીતે આપણે ત્યા સિધા કરવામા આવે છે ”

હરકીસનદાસે હસતાં હસતાં જણાવ્યું. “ દાક્તર ! તમારી બુદ્ધિ બહુજ પ્રસ શનિય છે. પોલિસના હાથમા જો આ વાત મૂકવામા આવી હોત તો, બહુજ ગરબડ ગોટાળો થઈ જવાનો સ ભવ હતો ”

“ એટલા માટેજ મે તેમને ખબર આપી ન્હોતી ”

એ પ્રમાણે વાત કરી બન્ને જણા ઘરની અ દરથી બ્હાર નિકળ્યા, ખ ડેરાવે દાક્તરના મકાનથી કેટલેક દૂર આવી દીર્ઘ નિઃશ્વાસ મૂકયો અને બોલ્યો. “ કદી નહિને આજેજ હુ તારા હાથમાં સપડાઇ ગયો. તુ પણ બહુ ચાલાક છે. મે પણ મૂર્ખની માફકજ તારી ચીઠ્ઠીઓની અને ગરદનપર છરો બેસાડવાની વાતમા વિશ્વાસ કર્યો છે. ઠીક છે બચ્ચા ! આજે હુ હાર પામ્યો છું,

પણ યાદ રાખજે કે. તને તેનો બદલો અપાવ્યા સિવાય કદી પણ રહેનાર નથી! તેમ ના કરૂં તો મારૂં નામ ખડેરાવ નહિ."

ધૂર્ત્ત તણી વાતો વિષે, કદી કરી વિશ્વાસ;
ચાલે ચતુરો ચાલવા, પામે અતિશય ત્રાસ.

---

# પ્રકરણ ૧૫ મું.

## અનિવાર્ય આફત.

પૈસાના પૂજારીઓ, કરે ન કો વિશ્વાસ.
રખે લઈ નાશી જશે, સદા હૃદય એ ત્રાસ

દામોદર દાક્તર ગોકળદાસના મકાનમાં ગયો, તે વખતથીજ લાલદાસ તેની બ્હાર આવવાની રાહ જોતો પોળની બ્હાર બેઠો હતો બહુ વખત વ્યતિત થયો, છતાં દામોદર બ્હાર આવ્યો નહિ.

લાલદાસે પોળની બહાર રહ્યાં રહ્યા દાક્તરના ઘરના આગલા દ્વાર ઉપર બારીકાઇથી નજર રાખી હતી એક ક્ષણ પણ તેણે પોતાની નજર બીજી બાજુએ ફેરવી નહોતી કેમકે તેના મનમા દામોદરનો વિશ્વાસ જેવો જોઇએ તેવો નહોતો તેને પાક્કો વ્હેમ હતો, કે તે વખતે પોતાને પૈસા મળતા પલાયન કરી જશે. પૈસાનો તે એવો તો પૂજારી હતો કે, તે કોઇનો પણ

પૈસાના સંબંધમાં ભરોસો કરવાનું ભાગ્યેજ સમજતો અને તેટલા માટેજ તે દામોદર વખતે પૈસા લઈ નાસી ના જાય, તે માટે પુરતી તપાસ રાખતો હતો. છતા અધાપ સુધી જ્યારે દામોદર દાક્તરના ઘરની બ્હાર આવ્યો નહિ, ત્યારે તેના મન માંના વ્હેમમા વધારો થયો.

એમ ચાર પાંચ કલાકો વહી ગયા, આખરે રાત્રીનુ અધારૂં વધતુ ચાલ્યું, તોપણ દામોદર બ્હાર આવ્યો નહિ, જેથી ભયને લીધે લાલદાસનુ હૃદય કપવા લાગ્યું

દામોદરનુ શુ થયું હશે, તેજ ચિતા તેના મનમા થયા કરતી હતી. જો તે પોલિસના હાથમા પકડાયો હોત, તો તેને આટલી બધી ચિતા કરવાનુ કારણ મળત નહિ, તેમ ડર પણ રહેત નહિ પરતુ દાક્તરના ઘરમા પ્રવેશ કર્યો છે, અને બ્હાર કેમ ના આવ્યો. તેનુ શુ થયું હશે ? એજ વિચારોમા લાલદાસ ગુચવાયો

તે એક કલાક દાક્તરના ઘર સામી નજર રાખી વધારે ઉભો રહ્યો. પળે પળે તેની આંધરાઇ વધતી ચાલી, હવે વધારે વખત બેસી રહેવુ તેને યોગ્ય લાગ્યું નહિ મનમા હિમ્મત ધારણ કરી તે દાક્તરના ઘરની સમિપમા આવ્યો, તેણે પહેલા દાકતરને ઘરની અદરથી બ્હાર નિકળતો જોયો હતો, જેથી ક્ષણે ક્ષણે તેનો ભય અધિકાધિક વધતો ચાલ્યો

દાક્તર ઘરની અદર નહોતો જેથી તેને વધુ ભય રાખ-વાનુ કારણ નહોતુ, તે ઘણા વખત સુધી આમ તેમ આંટા

મારવા લાગ્યો. આખરે હીમ્મત ધારણ કરી લાલદાસે દાક્તરના ઘરનાં બારણા ઉપર હાથ ઠોકયો. નોકરે આવી બારણુ ઉઘાડયું. નોકરને જોઈ લાલદાસે પૂછયુ. "મારો એક સ્નેહિ સંધ્યાકાળ પહેલા દાક્તરની પાસે આવલો હતો ને–"

નોકરે ભ્રકુટી ચડાવી જવાબ આપ્યો "જો સંધ્યાકાળ પહેલા આવ્યો હશે, તો કયારનોએ તે ઘેર ગયો હશે!"

લાલદાસે વ્યગ્ર ચિત્તે તેને ફરીથી પૂછ્યું "તે જ્યારથી અહિં આવ્યો ત્યારથ હું બ્હાર ઉભો ઉભો તેની રાહ જોયા કરૂંછુ. તે આ ઘરની અંદર પેઠો છે, પરંતુ બ્હાર આવ્યો નથી"

"નોકરે નરમાસથી કહ્યુ "સાંજના સમયે એક લાંબો માણસ દાક્તરની પાસે આવેલો હતો, તે વાત સાચી છે, અને તે દાક્તરને મળ્યો પણ હતો"

"તમે બરાબર તે વાત જાણો છો?"

"હા! હું તે બરાબર રીતે જાણુ છુ હું તેને દાક્તરના દિવાનખાનાની અંદર લઇ ગયો હતો.

"ત્યાર પછી?"

"હું સત્ય કહુ છું કે તે પોતાને ઘેર ચાલ્યો ગયો છે."

"નહિ! હું બ્હારજ ઉભેલો છુ, અને તેને મે બ્હાર નિકળતાં જોયોજ નથી."

"ગાડા જેવા છો! અત્યાર સુધી અહિંયા તે શું કરતો હશે? દાક્તર સુદ્ધાત પણ બ્હાર ગયેલા છે."

"નહિ. તેઓ આ દ્વાર બંધ કરીને બ્હાર નિકળ્યા નથી."

"ત્યારે શું તેઓ પેલી બાજુનું બારણું ઉઘાડીને બ્હાર નિકળ્યા હશે ?"

"ત્યારે તો બીજું એક બારણું છે એમ કહોને ?"

"હા !"

"ઠીક !"

"અવશ્ય ધાપ મારવાનેજ ઇરાદેજ. દામોદર પણ તે બારણે થઇ ચાલ્યો ગયો હોવો જોઇએ, અને હું મૂર્ખની માફક અહિં ઉભો રહ્યો છું જરૂર તે પૈસા લઇ ગામ છોડીને પણ જતો રહેલો હશે આ પ્રમાણે વિચાર કરી લાલદાસ દામોદરના ઘર તરફ ઉતાવળે ઉતાવળે ચાલ્યો.

દામોદરની સ્ત્રી અત્યાર સુધી પોતાનો સ્વામિ ઘર આગળ નહિ આવેલો હોવાથી પોતાના મનમાં ચિંતા કરતી બેઠેલી હતી, એટલામાં હાફતો હાફતો લાલદાસ તેની પાસે આવ્યો તેને જોતાજ દામોદરની સ્ત્રીએ પૂછ્યું "એ ક્યાં છે ? ક્યાં ગયા છે ?"

લાલદાસે જવાબ આપ્યો "શું તે અત્યાર સુધી અહિં આવ્યા નથી ?"

દામોદરની સ્ત્રીનું મુખ જોઇને લાલદાસ સમજી ગયો, કે હજી દામોદર ઘર આગળ આવ્યોજ નથી "ત્યારે શું વીસહજાર રૂપીયા લઇ તે પોતાની સ્ત્રીને મૂકીને પણ ચાલ્યો ગયો હશે ?" તે બન્ને હાથે નિરાશ થયેલાની માફક લમણે હાથ દઇ પૃથ્વીપર બેસી ગયો.

તેની આવી વિલક્ષણ કૃતિ જોઇ, દામોદરની સ્ત્રી પોતાના મનમાં બહુજ ભય પામી. જેથી દામોદરની સ્ત્રી વિણાએ લાલ દાસને પૂછ્યું. તેઓ ક્યાં ગયા છે ?

"ચૂપ' એમ કહી લાલદાસે દામોદરના ઘરનું બારણુ બંધ કર્યુ. અને ઘરની અંદર પેઠો.

વિણાએ ફરીથી દુઃખીત સ્વરે પૂછ્યું. "તેઓ ક્યાં છે ?"

"કાઇ કહી શકાતુ નથી ! તે દાકતરને ઘેર ગયો હતો, અને ત્યા સુધી હુ તેનો રાહ જોતો જોતો રસ્તામાજ તેને માટે ઉભો રહ્યા હતો. પરંતુ તે પાછો આવ્યો નહિ, તેથી મે જાણ્યું કે તે ઘેર ગયો હશે, જેથી હુ ઘેર તેને મળવા આવ્યો છું."

"દાકતરને ત્યા તેઓ શા માટે ગયા હતા ?"

"એક કામ હતુ તેથી તે તેને મળવા માટે ગયો હતો અને બહાર હુ તેની રાહ જોતો ઉભો રહેલો હતો"

'તમે તેમને સંકટમા સપડાવા મોકલી બહાર ઉભા રહ્યા હતા ?"

'ના ! તેમ નહોતુ. દાકતર મને ઓળખે છે, અને દામોદરને ઓળખતા નહોતા, તેથી તે દાકતરને મળવા માટે પોતેજ ગયો હતો તેને બહાર નિકળેલો નહિ જોવાથી તરતજ હુ દાક્તરને ત્યા ગયો હતો અને પૂછ્યું હતુ. પણ દાકતરના નોકરે જણાવ્યુ કે, દામોદર નામનો માણસ સંધ્યાકાળ પ્હેલા દાક્તરને મળવા માટે આવેલો હતો ખરો, પરંતુ તેતો ક્યારનોએ આ બારણુ બંધ કરી ચાલ્યો ગયો છે. તેમ દાકતર સુદ્ધાયે ઘર

આગળ નથી, તેથી તે ઘેર ગયો હશે." "શું તે ઘેર આવ્યો નથી એ વાત સાચી છે?"

"ના! ના! આવ્યાજ નથી! તમે તેમને ક્યાં મૂકી આવ્યા છો?"

"તે ક્યાં ગયો હશે તે કેવી રીતે કહેવાય?"

વિણાએ રડવા માંડયું અને ગભરાતી ગભરાતી કહેવા લાગી. "ત્યારે હવે કાંઇ ઉપાય? અરેરે! તે કયા ગયા હશે?"

"બેસ! સવારમા તપાસ કરીશુ. કહી લાલદાસ ત્યાથી ચાલતો થયો."

વિણાએ લાલદાસના વચનો સાભળી કપાળે હાથ દીધો. અને નિરાશ થઇ બેઠી.

જેનુ જાયે ઓઢણું, ખૂલે તન તે થાય,
મુસાભાઇના વાયરા, જાયે તેનું જાય



## પ્રકરણ ૧૬ મું.



### શોધ.



પાપ પાતાળે કરેલા, પ્રગટ થાયે પલકમા,
સતત્ ખંતે ખોળ કરતા, કઠીણ શુ છે ખલકમા.

ખ ડેરાવ શાન્ત થઇ પડી રહે તેવો માણસ નહોતો તેણે પ્રથમ દામોદરનો શોધ કરવાનો ઠરાવ કર્યો. તેને લાગ્યું કે

દામોદર આ કામમાં મુદ્દાનો માણસ છે, અને તેથીજ તે નાસી ગયો છે. તેને સઘળી હકીકતની બરાબર રીતે માહીતી હોવી જોઇએ. જો એ મળી આવે તો આ બાબતની સઘળી હકીકત મેળવતા કોઈ પણ પ્રકારનો વાંધો આવે નહિ. આ પ્રમાણે વિચાર કરી ખડેરાવ પોલિસના થાણામાં ગયો, અને સઘળી હકીકત જાહેર કરી, તેમ દામોદરના ઘરની ઝડતી લેવા માટેનું વોરન્ટ મેળવ્યું.

બે પોલિસના માણસોને સાથે લઇ તે દામોદરના ઘર આગળ આવી પ્હોચ્યો પોલિસને પોતાના ઘર આગળ આવેલા જોતાજ વિણા ભયની મારી કપવા લાગી. તેનામાં એક પણ શબ્દ બોલ વાની શકિત રહી નહિ.

તેને પોલિસના સિપાઇઓએ જણાવ્યું. "અમારે તમારા ઘરની તપાસ કરવાની છે, જુઓ ગરબડ કરશો નહી, ચાલો બ્હાર નિકળો"

વિણાએ તેમને આજીજી કરતા પૂછ્યુ. "મારા ઘરની! સાહેબ! અમે શુ કર્યુ છે તે?"

"બાઇ! તે કાંઇપણ કર્યુ નથી"

"ત્યારે મારા ઘરમા શું છે તે જોવાનુ છે?"

"શું છે તે અમારે તપાસવાનુ છે.'

ખડેરાવ અને બીજા બે પોલિસોએ ઘરની અદર સઘળે ઠેકાણે તપાસ કરી તો ઘરમાના એક ખૂણામાંથી એક સારો કોટ

અને ચેકના બૂટ મળી આવ્યા, તે જોઇને પોલિસે વિણાને પૂછ્યું. "આ કોના છે?"

આ કોટ દામોદરે આ ઠેકાણે મૂકેલો હશે તે, તેની સ્રી જાણતી નહોતી. તે કોટ જોતાજ તેને જણાયુ કે તે પોતાનો નથી, કેમકે તે ઘણોજ મૂલ્યવાન હતો. હવે શુ જવાબ આપવો તે માટે તે વિચાર કરવા લાગી

એટલામા એક પોલિસના માણસે કોટની અ દરના ખીસ્સામાથી ત્રણ કાગળો બ્હાર ખે ચી કાઢયા. સઘળા કાગળો ઉપર નરોતમદાસનુ શિરનામું કરવામા આવેલું હતું.

જે વખતે નરોતમદાસના મૃતદેહને રાયપૂર બ્હાર કાકરીયા નજીકના મહાદેવની ઓરડીમા મૂકી આવવામા આવ્યો હતો, તે વખતે આ કોટ નરોતમદાસના શરીર ઉપર પહેરેલો હતો પાસે કપડા વિગેરે હોવાથી વખતે કોઇના ઓળખવામા આવી જશે. એ બીકથી દામોદર અને લાલદાસે તેના દેહ ઉપરનાં વસ્રો ઉતારી લીધા હતા તેમ એટલા માટે કોઇ પણ પોતાના ઘરની તપાસ કરશે, એવી શ કા તેમને સ્વપ્ને પણ ખ્યાલમા આવેલી નહોતી

ખ ડેરાવે ઘરના એક બીજા ખૂણાની અ દરથી એક બૂટની જોડી શોધી કાઢાડી હતી તે બતાવી વિણાને પૂછ્યું "આ જોડા તમારા સ્વામિના છે?"

આવા કિમતી જોડા પોતાનો સ્વામી કેવી રીતે પ્હેરી શકે? અગર કદાપિ લાવે તો તે તેના પગમા બેસે તેવા પણ નહોતા! આ જોડા પોતાના ઘરમા છે. એ વાત પણ વિણાના

જાણુવામાં નહોતી. ખંડેરાવે તે કોટ અને જોડા પોતાના કબ-જામાં લઇ લીધા.

આખરે સઘળા ઘરની બરાબર તપાસ કરી રહ્યા પછી ખંડેરાવે વિણાને પૂછયું. "તમારો સ્વામિ અત્યારે ક્યા છે? તે તમે નિશ્ચયપૂર્વક કહેશો?"

"હું જાણુતી નથી કે તેઓ ક્યા છે."

"જાણતા તો હશો, પરંતુ કહેવું નથી એમ કહો"

"ના! હું કાઇ પણુ જાણુતી નથી કે તેઓ ક્યા છે"

"ખંડેરાવે કોટ અને જોડા મળવાથી દૃઢ નિશ્ચય કર્યો હતો કે દામોદરેજ નરોતમદાસનું ખૂન કરેલું હોવું જોઇએ, અને તેથીજ અત્યારે તે છૂપાઇ ગયેલો છે, તેની સ્ત્રી જાણે છે પરંતુ તે ક્યા છૂપાયો છે તે તે બતાવતી નથી"

આખરે ખંડેરાવ અને પોલિસના સિપાઇઓ જવાને તૈયાર થયા, તેમને જતા અટકાવીને વિણાએ પૂછ્યું "તમે શા માટે તેમને શોધો છો?"

એક પોલિસના માણુસે તેને કહ્યું. "અમે તેનેજ શોધીએ છીયે એમ તે શા ઉપરથી જાણ્યું.

"મારૂં મન કહે છે તેથી! નહિ તો તમે મારા ઘરની જડતી શા માટે લ્યો?"

"એ વાત ખરી છે"

"જે જોઇતું હતું, તે અમોને મળ્યું છે." બીજા સિપાઇએ જણાવ્યું.

"હા! મળ્યું તો ખરૂં. "પરંતુ હવે તમારે મારા સ્વામિની શું જરૂર છે?"

"જરૂર તો ઘણીએ છે."

"શા માટે?" એમ કહેતાં કહેતાં વિણાનું હૃદય ભરાઇ આવ્યું, તે રૂંધાઈ ગયેલા કંઠે બોલી "બોલો, બોલો! શા માટે તેમની જરૂર છે?"

તેને દુઃખી જોઇ પોલિસના સિપાઇઓ પણ દુઃખી થયા, તેમાના એક માણસે જવાબ આપ્યો. "તે કહી શકાય તેમ નથી."

વિણાએ વ્યાકુળ થતાં પૂછ્યું "કેમ?"

"કેમ કે તે અમે પોતે પણ જાણતા નથી."

આ વખતે વિણા અતિશય આર્ત્તસ્વરે બોલી ઉઠી "ખરેખર! તમે સઘળી વાત જાણો છો, પરંતુ મને જણાવતા નથી."

"ના! બાઇ ના! અમે જાણતા નથી, કે અમારા અમલદાર તેને કેમ શોધે છે. એક માણસના ગૂમ થવાની તપાસ ચાલે છે, તેમા તેની જરૂર હશે, છતા તે મરી ગયો છે કે જીવતો છે તે અમે જાણતા નથી."

વિણાએ વિસ્મય પામતા કહ્યું–"કોઇ મરી ગયો છે?"

"હા! તેનીજ."

વિણાએ અશ્રુથી ભરાયલાં નેત્રો વડે તેમના તરફ જોઈ કહ્યુ. "તે માટે તમે શું વિચાર ધાર્યો છે?"

આ વખતે ખંડેરાવે ઉત્તર આપ્યો. "જ્યારે મેં પૂછયું છે તેનો જવાબ મળશે, ત્યારેજ હું તમને તે જણાવીશ. કેવળ એક કામને માટેજ તેની જરૂર છે એમ નથી, પરંતુ બીજી વાત પણ છે, તે હું જાણું છું."

"શું જાણો છો ? જે જાણતા હો તે મને જણાવો, નહિ તો હુ એક ઘડી પણ જીવી શકીશ નહિ."

"એજ જાણું છું, કે જે માણસ ગૂમ થયો છે તે જીવતો રહેલો નથી."

"બચ્યો નથી ?"

"હા ! અમને તમારા ઘરમાથી જે પુરાવો મળ્યો છે, તેથી હવે કોઇ પણ પ્રકારનો સદેહ રાખવાનુ કારણ રહેતુ નથી અમારો નિશ્ચય થયોછે કે દામોદરેજ તે માણસનું ખૂન કરેલુંછે ?"

આ પ્રમાણે કહી ખડેરાવ અને પોલિસના સિપાઇઓ પોલિસ થાણામા ગયા

વિણા રડતી કકળતી બેભાન બની મૂર્છા ખાઇ પૃથ્વીપર પડી ગઇ તેનુ સઘળુ ભાન જતુ રહ્યું

જના શિર પર જે પડે, તેજ ઉઠાવે ત્રાસ,
બીજાના નહિ ભાનમા, અન્ય તણા આભાસ



# પ્રકરણ ૧૭ મું.

## મૃત્યુની શય્યાપર.

મનનું ધાર્યું થતા મનમાં, પામે જન ઉલ્હાસ,
વ્યર્થ થતાં ઉલ્હાસ તે, પામે અતિશય ત્રાસ

ખંડેરાવને કબજે કરવાથી ડાકતર ગોકળદાસના મનમા બહુજ આનંદ પ્રાપ્ત થયો હતો, જેનું વર્ણન કરી શકાય તેમ નહોતુ. તે પોતાના મનમાં વિચારવા લાગ્યો કે, "હવે કોઇ પણ જાતનો ભય રહ્યો નથી. તેમજ ક્યારે પણ તે મારા વિરૂદ્ધમા વર્ત્તન ચલાવવાને હીમ્મત કરી શકે તેમ નથી. છતાં જો કદી વિરૂદ્ધ વર્ત્તન કરશે તો તેની પાસેથીજ જે કાંઇ લખાવી લેવામા આવેલુ છે, તેને અનુસરીને તેને પોતાનેજ કેટલાક દિવસ પર્યંત જેલજાત્રા કરવાનો સમય આવશે."

દામોદરનુ નામ નિશાન તો હવે રહ્યુંજ નથી, કેમકે તેને તો તેના હાથ પગના કકડા કરી અરકમા નાખી ક્યારનોએ ભસ્મ કરવામાં આવ્યો છે, એટલે તે બાબતમા પણ હવે ફીકર રાખવાનુ રહ્યું નથી.

હવે તે વિષયમા બીજુ કોઇ જાણતુ નથી. જાણવામા ફકત મોતીબાઇ એક જીવતી છે. પરંતુ તેતો બેભાન અવસ્થામાં પડેલી છે. એને તો જ્યારે મરજીમા આવશે, ત્યારે દવાની સાથે ઝેર મેળવી આપી દેવાશે કે ઝટ પતી જશે. પણ તે એવી હામ

ભરવા હીમ્મત કરી શકે એમ નથી. મણિબાઇ નરોતમદાસના ઘરમાં ઝેર ખાઇને મરી ગઇ, ત્યાર પછી તેને તેજ ઘરમાં તેને તેજ દિવસે નરોતમદાસ મરી ગયો છે, તે માટે સંદેહ ઉત્પન્ન થતાં કદાચ તપાસ ચાલે તો તે બધી વાત જણાવે ખરી, માટે એને મારી પાસેજ નજરકેદ રાખવી જોઇએ. કે જેથી કદાચ ભાન આવે તોપણ કોઇને કાઇ વાત જણાવી શકે નહિ. માટે હવે તેનેજ હાથ કરવાની યુક્તિ રચવી જોઇએ.

ત્રીજે દિવસે દાકતર ગોકળદાસને ત્યાં નરોતમદાસનો ભાઈ જગન્નાથ અકસ્માત આવી ચઢયો, તેણે તેને કહ્યું. "દાકતર! હવે ભાઈનું ઘર વધારે દિવસ ઉઘાડુ રાખવાની જરૂર નથી."

દાકતરે વિસ્મય પામતાં તેને પૂછ્યુ, "આપ શુ કહોછો તે બરાબર સમજાતુ નથી"

"મારૂં એજ કહેવુ છે કે હવે નકામું મોટા ભાઇનું ઘર શા માટે ઉઘાડુ રાખવુ જોઇએ? હવે ત્યાં શુ કામ છે? મારી તો એવી ઇચ્છા થઈ છે કે હુ તો એ ઘર છોડીને જતો રહીશ"

"પરંતુ આપને મેતીબાઇની હકીકતની ખબર છે? આપે તેને માટે કાઈ વિચાર કર્યો છે?"

"હા! તેને તેની નરમ સ્થિતિ હોવાથી ગમે ત્યાં રાખવાની ગોઠવણ કરીશ. હુ તો હમણાંજ ઇસ્પીતાલમાં મોકલી આપું, પરંતુ એ ઠીક ગણાય નહિ."

"ખરી વાત છે, લોકો તરત વાત કરે કે કાહાડી મૂકી.

જુઓ! મોતીબાઇની સાથે મારે બહુ દિવસનો પરિચય છે, આપને જો કાંઈ પણ હરકત ના આવતી હોય તો હું તેને મારે ઘેર બહુ સારી રીતે રાખીશ. મારા ઘરમા રોગીઓને રહેવા માટે બહુજ ઉત્તમ સવડ છે હરકત ના હોય તો હુ તેને મારે ઘેર લઇ આવું પછી કાંઈ છે?"

"હુ તો તેને ઓળખતો પણ નથી, એટલે આપ તેને આપને ઘેર લાવો તેથી મને સતોષ પામવાનુ કે અસતોષિત થવાનુ કાઈપણ કારણ નથી. પરંતુ વાત એ છે કે એવી અવસ્થામા આપ એને શી રીતે અહીં સુધી લઇ આવી શકશો?

"એ તો એક ડોળીમા નાખીને ઉચકાવી લવાશે."

"ત્યારે તેને માટે આપને યોગ્ય લાગે તેવી વ્યવસ્થા કરો."

તેજ દિવસે દાકતરે મોતીબાઇને પોતાને ઘેર લઇ આવવાનો ઉતાવળે બદોબસ્ત કર્યો.

દાક્તરના ઘરની ઉપરની બાજુએ માળ હતો, તેમાના એક ઓરડામાં એક ગાડા મનુષ્યને રાખવા માટે દાક્તરે પહેલાં બદોબસ્ત કર્યો હતો અત્યારે તે ઓરડો તદ્દન બધ હતો. વળી ઓરડામાથી બ્હાર નિકળવાનો બીજો કોઇ પણ માર્ગ નહોતો. ગમે તેટલા બૂમ બરાડા પાડવામા આવે છતા તે ઓરડાની બ્હાર કોઈથી સંભળાય તેવુ નહોતુ. તેથી દાક્તરે તેજ ઓરડામાં સાફસુફ કરાવી મોતીબાઇને માટે બીછાનુ તૈયાર કરવા માટે પોતાના નોકરને હુકમ આપ્યો.

બીજે દિવસે સવારે દાકતર જાતે એક પાલખી લઇને

નરોતમદાસને ઘેર ગયો. તે વખતે પણ મોતીબાઇની અવસ્થા જેવી ને તેવીજ હતી. તેને કોઈ પણ પ્રકારનું ભાન કે જ્ઞાન નહોતું. તેની આખોમા ઉંઘ નહોતી, છતા તેની આંખો લાકડાની માફક સ્થીર રહેલી અને ખુલ્લીજ હતી. દાકતરે તેની આજુબાજુ ત્રણ ચાર ચાદરો વીંટી પોતાની પીઠ પર ઉપાડી લાવી પાલખીમા સુવાડી, અને પાલખી ઉપડાવી પોતાને ઘેર લઇ આવ્યો.

દાકતરે નોકરને હુકમ આપ્યો, કે કોઇએ પણ આ ઓરડાની અદર પેસવું નહિ. તેમ કોઇને પણ આવવા દેવુ નહિ. હુજ તેને ખાવાનુ તથા દવા આપીશ કારણ કે એને જે રોગ થયો છે, તે એવો તો ચેપી છે કે, જે કોઇ એની પાસે જશે તેને એ રોગનો ચેપ લાગ્યા સિવાય રહેશે નહિ. એનો રોગ બહુજ ભયાનક છે."

નોકરને કાઈ બોલવાનુ હતુંજ નહિ, તેથી તે કાઇ પણ નહિ બોલતા કેવળ સાભળી રહ્યો, અને નીચે ચાલ્યો ગયો.

નોકરના બ્હાર ગયા પછી દાકતરે મોતીબાઇને બોલાવવાનો પ્રયત્ન કર્યો પણ તે બોલી નહિ.

દાકતરે તેની નાડી તપાસી જોઇ, અને બોલ્યો "તાવ ઉતરતા હજી એક દિવસ જશે. જોકે તે ઉતર્યો પછી ભાન આવશે ખરૂં, પરતુ ઉઠવા બેસવા જેટલી શક્તિ આવવાને બહુ વખત લાગશે. જ્યા સુધી તે મારા કબજામાં છે ત્યાં સુધી તો કાઈ પણ કરી શકશે નહિ, એટલે એ બાબતનો પણ હવે ભય રાખવાનો રહ્યો નથી."

ડાક્તર પૂનઃ પળવાર તેના મુખ સ્હામું જોઇ રહ્યો, અને બોલ્યો. " અહીંથી હવે એને નાસી જવાનો માર્ગ પણ મળવાનો નથી. વખતે કોઈની સાથે કહાવી મોકલે, પરંતુ તે પણ બનવા જેવુ નથી. આ ઘરની અંદર બીજાને આવવાનો હુકમજ મળશે નહિ ત્યારે હવે શો ભય રહ્યો ? કાઇ નહિ ! કાંઈ નહિ ? "

હવે ગોકળદાસ મોતીબાઇની પથારી પાસેથી ઉઠયો, અને બારણું બંધ કરી નીચે આવ્યો તે જાણતો હતો, કે સંધ્યાકાળના સમયે તાવ ઓછો થઇ જશે, તેથી પાછો તે સંધ્યાકાળના વખતે મોતીબાઇની પાસે ગયો અને તેના બીછાનાથી કેટલેક દૂર ઉભો રહી તીક્ષ્ણદૃષ્ટિએ જોવા લાગ્યો.

મોતીબાઇએ પોતાની આખ જરા મટમટાવી. તેની દૃષ્ટિ ગોકળદાસના ઉપર પડી, ગોકળદાસને જોતાજ તેનું શરીર કંપવા લાગ્યું. તે ભય પામેલી હરણીની માફક વ્યાકુલપણે ડાક્તરના સ્હામુજ જોઇ રહી. તેણે કાઈક બોલવાનો યત્ન કર્યો, પરંતુ તે એટલી તો અશક્ત બની ગઇ હતી કે તેનાથી કાઇ પણ બોલી શકાયુ નહિ.

ડાક્તર તેની પાસે ગયો, અને તેનો એક હાથ ઝાલી તેનું મુખ બીજે હાથે ઉચુ કરી કોમળ વાણીથી પૂછવા લાગ્યો. " તુ શુ કહેવાનુ કરે છે ? "

અસ્ફૂટસ્વરે મોતીબાઇના મુખમાથી શબ્દો બહાર આવ્યા. " હુ કયા છું ? "

પ્રથમ એક વખત ડાક્તરના હાથમાં–મૃત્યુના મુખમાં

પડયા છતાં રક્ષણ મળ્યુ હતુ, જેથી આજે પણ મૃત્યુના મુખમાં તો નથી આવી પડી ? એમ સમજી તેણે પૂછ્યું હતું.

"દાક્તરે ઉત્તર આપ્યો "તને ઠીક છે ! હવે તારો તાવ જરૂર ઉતરી જશે. પ્હેલાના કરતા હવે તને બહુજ આરામ છે, હુ તારી દવા અને સેવા ચાકરી કરૂ છુ"

મોતીબાઇ પોતાની આખો બરાબર ઉઘાડી ફરીથી અસ્પષ્ટ-સ્વરે કહેવા લાગી. "તમે ? તમે ?"

"હા ! હુ જ ! બીજાઓ તને દવાખાનામાં મોકલવા માટે તૈયાર થયા હતા, પરંતુ મે તને બહુ મહેનતે મારે ત્યા આણેલી છે, અને તારી દવા તથા સેવા ચાકરી કરી તને સારૂ થઇ જાય, તેટલા માટે બહુજ મહેનત કરૂછુ. તે નરોતમદાસનું ઘર છોડેલું છે.

નરોતમદાસના ઘરની સઘળી હકીકત એક પછી એક ક્રમાનુસાર તેની દૃષ્ટી સન્મુખ ખડી થવા લાગી. તેનુ સઘળુ શરીર કંપવા લાગ્યું, તેણે પોતાનાં નેત્રો પુન: મીંચી દીધા

મોતીબાઇને આ વખતે બરાબર રીતે ભાન આવેલું હતુ તે પૂન: દાક્તરના હાથમા આવી ફસાઇ છે, અને દાક્તર ચાહે તે સમયે પોતાની હત્યા કરવા ચૂકશે નહિ, એમ તેને નક્કી થયું હતુ. પરંતુ જો મને જીવથી મારવી હોત તો તે મને અત્યાર સુધી જીવતી શા માટે રાખત ? જરૂર મને જીવતી રાખવામા તેને કોઇપણ જાતનો મ્હોટો લાભ હોવો જોઇએ, નહિ તો ક્યારનીએ મને તેણે નક્કી કરી નાખી હોત. વિગેરે વિચારો મોતીબાઇના મનમાં ઘોળાવા લાગ્યા.

ગમે તેમ થાઓ, જ્યારે ત્યારે પણ મર્ણનો ભય તો માથે છેજ! તો પછી ડરવુ શા માટે? આ પ્રમાણે મોતીબાઇએ પોતાના મનમા નિશ્ચય કર્યો.

તેણે ધીમે ધીમે પોતાનાં નેત્રો ફરીથી ઉઘાડયાં દાક્તરે તે જોઇ મોતીબાઇને કહ્યુ. મોતી! મોતી! આ દવા પી જા, પછી જરા દુધ પી લે, જેથી તારા શરીરમાં શક્તિ આવશે. હવે ફક્ત તારા શરીરમા નિર્બળતાજ રહી છે. ત્હારો મોતનો ભય હવે મટી ગયો છે.'

મોતીબાઇએ તેનો કાંઇ પણ ઉત્તર આપ્યો નહિ. દાક્તરે મહા મહેનતે તેને દવા પાઈ અને પછી ચમચે ચમચે તેના મૂંખમા દુધ મૂકવા લાગ્યો. મોતીબાઇ કાંઇપણ આનાકાની કર્યા સિવાય સઘળુ દુધ પી ગઈ તેથી તેનામા કેટલીક શક્તિ આવી. પૂન. તેણે પૂછ્યુ. "હુ કયા છુ?"

આ વખતે તેનો કંઠ જરા સારો લાગ્યો, હવે બહુ કઠોર નહોતો.

દાક્તરે તેને કહ્યુ.–"તુ મારે ઘેર છે"

"તેમ હશે! આ ઘર–આ ઘરમા એક દિવસ તમે મને મારી નાખવાનો યત્ન કર્યો હતો તોપણ હુ પાછી ગાંડાની માફક આ ઘરમા રહેલી છુ."

"હા! તેમાં શું થયું?"

"ત્યારે હું–હુ શું ગાંડી તો નથી થઇ ગઇ?"

"અધીરી થઇશ નહિ! હમણાં વધારે બોલીશ નહિ! તેમ કરવાથી તારા શરીરની દુર્બળતા વધી જશે.

"મને! મને! મને તમે શુ કહો છો? હુ શુ ખરેખર ગાંડીજ થઇ છુ."

"તુ ગાડી બની ગઈ છે, એ વાત મારા માનવામા આવતી નથી. પરતુ બીજા દાક્તરોએ તને ગાડી થઈ ગયેલી જણાવી છે જો મે તને અહીં ના આણી હોત તો ખરેખર તું ગાડી બની ગઇ હોત."

મોતીબાઇએ અસ્ફૂટ આર્ત્તનાદ કર્યો. પછી કેટલાક વખત પર્યંત શૂન્ય મૂન્ય જેવી પડી રહી આખરે તે બોલી "હુ ગાડી નથી! ગાડી નથી."

"હમણા તો નથીજ! જ્યારથી તે તેને જોયો હતો, ત્યારથીજ તારૂં ભેજુ ભમી ગયું છે."

'તેમ હશે–તેમ હશે! "પરતુ હમણા તો હુ તેવી નથી." મને જવા દેશો."

મોતીબાઇ એક દૃષ્ટે દાક્તરના મૂખ સામુંજ જોઇ રહી. દાક્તરે જવાબ આપ્યો. "શુ આ વખતે તારી જવા જેવી સ્થીતિ છે?'

"હમણા નહિ તો બે દિવસ પછીથી."

"તને સારૂ થતાં હજી બહુ દિવસ લાગે તેમ છે."

"જ્યારે હું સારી રીતે સાજી થઉ ત્યારે?"

"હા ! ત્યારે તને જવા દેવામાં આવશે, પરંતુ જ્યાં સુધી તારૂં શરીર સુધરશે નહિ ત્યાં સુધી તારે અહિ થાજ રહેવાનું છે."

"તમેજ–તમેજ હમણાં કહ્યુ હતું કે હવે તારૂં શરીર સારૂં થયું છે ?"

આ પ્રમાણે કહી મોતીબાઇ રડવા લાગી. દાક્તરે તેને શાન્ત પાડતા કહ્યુ "જો ! મારી પાસે રડવાની જરૂર નથી. રડવાથી કાંઇ પણ તને લાભ થવાનો નથી, ઉલટું તેથી તો તારા દુ:ખમા વધારો થશે"

ઘણા વખત સુધી મોતીબાઇ શાન્ત પડી રહી. છેવટે તેણે પોતાના મૌન્યનો ત્યાગ કરતા કહ્યું. "મારી પાસે છુપાવશો નહિ, મને જણાવો કે કયા સુધી તમે મને અહીં અટકાવમાં રાખવાની ઇચ્છા રાખો છો ?'

"તે પછીથી જણાશે ! સઘળી વાતનો આધાર તારા ઉપરજ રહેલો છે."

"ત્યારે શુ તમે મને મૃત્યુ પર્યંત આ ઠેકાણેજ અટકાવી રાખવા માગો છો ?"

"ના, ના, તેમ નથી ! તુ જરા સાજી થઇ જશે, એટલે આપણે તે સબધીનો વિચાર કરીશુ."

"મારા સમજવામાં છે, પરતુ શા માટે મને તમે દુ:ખ આપો છો ? હુ તમારે આશ્રયે રહેલી છુ, તમે શુ કરવા ચાહો છો તે મને ખૂલ્લે ખૂલ્લુ જણાવો ? આ પ્રમાણે વહેમમાં જો મને વધારે દિવસ સુધી રાખશો તો જરૂર હું ગાંડી થઇ જઇશ.

"નકામી તું અધિરી બને છે, તેથી તો તારામાં નબળાંઇ વધી પડશે, વળી મને લાગે છે કે જો તું આવી રીતે ચિંતા કર્યા કરશે તો પાછો તાવ પણ આવવો શરૂ થશે. માટે હાલ તો તારે શાન્તપણે રહેવું એજ ઉચીત્ છે."

"ક્યાં સુધી એ પ્રમાણે મારે રહેવુ પડશે? શા માટે તમે મને સઘળુ કહેતા નથી?"

"હા! એજ વાત છે કે જ્યા સુધી તને સ્પષ્ટપણે હુ કહીશ નહિ ત્યાં સુધી મારી ચિન્તા ઓછી થશે નહિ, પરંતુ તેવો સમય આવે તેટલા દિવસ તો તારે અહિંજ રહેવુ પડશે"

"કેટલા દિવસ સુધી?"

'શાન્ત થા! શા માટે અધિરી બને છે? હમણાં તે વાત જણાવવાનો સમય નથી."

"કેમ?"

"કેમકે તે વાતનો સઘળો આધાર તારા ઉપરજ છે."

"મારા પોતાનાજ ઉપર?"

"હા! તારા પોતાનાજ ઉપર છે. તે વાત પાછળથી થશે. તારી સાથે જે કાંઇ બંદોબસ્ત કરવાનો છે, તે કર્યા પછી તરતજ તને છોડી દઇશ"

"જરૂર?'

"હા! જરૂર છોડી દઇશ."

"ત્યારે તો મને એમ જણાય છે, કે તમે મારી પાસે કાંઈ ભયાનક કાર્ય કરાવવા માગો છો."

. "મૃત્યુની શય્યા ઉપર પડેલાં મનુષ્યે આ પ્રમાણે વિચાર કરવો ઉચિત્ નથી."

"ત્યારે તમે મને મારી બેભાન અવસ્થામાંજ મારી નાંખી કેમ નહિ ?"

"વિચાર કર. તે કરેલા ઉપકારની લાગણીને લીધેજ મે તને મારી નાખી નથી. તે એક વખત મારો પ્રાણ બચાવ્યો છે, થવાનુ હશે તે થશે, પરન્તુ તારે અધિરૂં બનવું નહિ, વખત આવ્યે સહુ થઈ રહેશે. અહિયાં તને કોઇપણ પ્રકારનો ઉપદ્રવ થશે નહિ તારે માટે ખાવા વિગેરે જે કાઇ જોઇશે, તે હુ પોતે લાવી આપીશ, પરન્તુ એટલુ યાદ રાખજે કે આ ઘરમાથી જતા રહેવાનો કાંઇ પણ ઉપાય ચાલશે નહિ, તેમ બૂમ બરાડા પાડશે તો બ્હાર કોઇ સાભળશે નહિ."

આ પ્રમાણે કહી દાક્તર બારણા બધ કરી તે ઓરડામાથીં બ્હાર જવા માટે નિકળી ગયો અભાગિની મોતીબાઈ નિરાશ્રીત બની પથારી ઉપર પડી. તેનામા ઉઠવાની બીલકુલ શકિત રહી નહોતી.

એક પાપ છૂપાવવા, મનુષ્ય કરે બહુ પાપ,
ભાઇ બાપને મારતો, નિડર બનીને આપ



# પ્રકરણ ૧૮ મું.

## મિત્રની મુક્તિ માટે ઉપાય.

પોતાનું પણ રાખવા, ધરે ટેકી જન ધ્યાન,
પણ લઇ જે તોડે પલિત, જન નહિ તે નાદાન.

લાલદાસ પોતાના સોબતીના ગુમ થવાથી બહુજ ચિંતા કરવા લાગ્યો. તે સંબંધમાં તેણે બહુજ વિચાર કર્યો, પરંતુ કોઈ પણ રીતે તેના મનમા વિશ્વાસ આવ્યો નહિ. છેવટે તેણે નિશ્ચય કર્યો, કે દામોદર કોઈપણ રસ્તે થઇને દાકતરના ઘરમાથી બહાર નિકળ્યો નથી. દાકતરની પાસેથી પૈસા પડાવી મને ઠગે, અને પોતાની સ્ત્રીને પૈસા સોપી પલાયન કરી જાય, એ તેના મનમાં મનાયું નહિ જેથી ખરેખર તે દાકતરના મકાનમાંજ હોવો જોઇએ એમ સિદ્ધ થયુ. દાકતરે તેને પોતાના મકાનના ઉપરના ભાગમાં ગમે તે ઠેકાણે અટકાવી રાખ્યો હોવો જોઇએ નહિ તો તે કયાં છે તે દાકતરથી અજાણ્યુ હોવુ જોઇએ નહિ

દાકતરના મકાનમાથી કોઈ પણ વખતે રાત્રે પેસીને તેમાથી પૈસાની ચોરી કરવી, એવો બહુ દિવસથી દામોદર અને લાલદાસે નિશ્ચય કરેલો હતો, તેટલા માટે તેઓ તેના ઘરની બરાબર રીતે સઘળી ખબર રાખતા હતા આજે એજ મકાનમા દામોદર સપડાયેલો છે, અને તેને અટકાયતમા રાખવામા આવેલો છે, એમાં કાંઈપણ સંદેહ નહોતો, તેથી લાલદાસે આજે દાકતરના

મકાનની બરાબર સંભાળ રાખવાનો ઠરાવ કર્યો.

તે જાણતો હતો કે મકાનના ઉપરના માળના પાછળના ભાગમાં કોઈપણ રહેતું નહોતુ. આજે તેજ સ્થળે દીવો રાખવામાં આવેલો હોવાથી તેના મનમાં અતિશય વહેમનું કારણ ઉત્પન્ન થયું, એટલુ જ નહિ પરંતુ દામોદરને ત્યાંજ પૂરવામા આવેલો હોવો જોઇએ, એવી તેના મનમાં સંપૂર્ણ ખાત્રી થઇ. આખી રાત્રી તે તરફ નજર રાખતો લાલદાસ ત્યાજ ઉભો રહ્યો. પણ સઘળી રાત બળતા દિવા સિવાય કાંઈ પણ તેના જોવામા આવ્યું નહિ.

દામોદરની સ્રીને દામોદરના ગૂમ થવાના સમાચાર આપવા કે નહિ, તે સંબંધમા લાલદાસ પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો. સ્રી જાતિ હોવાથી તેના મનમા શંકા ઉત્પન્ન થઇ. વળી દામોદર મરી ગયો નથી, પરંતુ દાકતરના ઘરમા કેદ પકડાયો છે, એમ ના કહેવુ એ પણ એક કેવળ અન્યાય રૂપ તેને જણાવા લાગ્યુ. ફરીથી તેણે વિચાર્યું કે દામોદરની સ્રી તેને માટે હમેશા રડે કકળે છે, માટે તેને ખબર તો આપવીજ જોઇએ.

કિન્તુ ગમે તેટલી તો પણ તે સ્રી જાતિ છે સ્રીઓના પેટમા કોઇ પણ વાત છૂપી રહેશે કે કેમ? વખતે તેણે આ વાત સાંભળી બૂમાટ કર્યો તો બધી વાત મારી જશે, અને દામોદર પણ માર્યો જશે, પરંતુ અટલુ તો સમજશે કે પોતાના ધણીની વાત હોવાથી બ્હાર પાડવી નહિ શું પોતાના પતિને માટે તે આટલી સહનશિલતા રાખી શકશે નહિ? સ્રીઓ સમય પરત્વે

અબળા હોવા છતાં સબળા બને છે, એવા અનેક દાખલાઓ બન્યા છે. તે પોતાના ધણીના રક્ષણ માટે અગર તો પોતાના બચાવ માટે, અગ્નિમાં પડતુ મૂકી શકે છે. જળની અંદર કૂદી પડતાં કાંઇ પણ ભય રાખતી નથી. વિકટ પર્વતોને અને ભયકર જંગલોને ઓળગવામાં સહજ પણ શકા ધરાવતી નથી. ભયથી વારવાર ભડકતી હોવા છતા સમય પરત્વે ભય વિનાની બને છે.

તે એકલી કોઇપણ રીતે દાકતરના મકાનમાથી દામોદરને છોડાવી શકે તેમ નથી, કિન્તુ તેની સાથે કોઇ પણ મનુષ્યની જરૂર છે પણ આ વાત કોઇનો પણ પાસે કહી શકાય તેમ નથી ત્યારે કરવુ કેમ? ગમે તેમ થશે, અગર ગમે તે ઉપાય યોજાશે, પણ તેને વાત તો કરવીજ જોઇએ. શું મારેજ જઇ તે તેને જણાવવી? ના! ના! તેમ કરવુ એ પણ ઠીક નથી. વખતે કોઇને વ્હેમ લાવવાનું કારણ મળે ત્યારે? ત્યારે એજ કે બીજાની સાથે કહેવરાવવુ! નહિ! નહિ! એથી તો વધારે ઉઘાડ પડવાનો સભવ રહેશે માટે મારે જાનેજ તેને જઇ જણાવવું જોઇએ

લાલદાસ આ પ્રમાણે વિચાર કરી તરતજ દામોદરના ઘર તરફ ગયો ઘરનુ બારણું અદરથી બધ કરેલુ હોવાથી તેણે બહારથી બૂમ નહિ મારતાં બહારની સાંકળ ખખડાવી તરતજ બારણુ ઉઘાડવામાં આવ્યુ. લાલદાસને જોતાજ બારણુ ઉઘાડવા આવેલી દામોદરની સ્રી એક બાજુ પર ખસી ગઇ, અને બોલી ઉઠી. "મને અડકશો નહિ."

દામોદરની સ્રીનું કહેવું સાંભળી લાલદાસ ચેતી ગયો;

અને ચિંતા કરતો હોય તેવી રીતે પૂછવા લાગ્યો:-"કેમ કેમ? શું થયું છે? શું છે?"

તેણે બ્હીતા બ્હીતાં ઉત્તર આપ્યો. "શુ થયું છે? જુઓ! જુઓ! તમારા હાથપર લોહીના લાલ દાઘ દેખાય છે."

"લોહીના? મારા હાથ પર? ગાડી તો નથી થઇને? જો સાભળ. હુ દામોદરની ખબર લાવ્યો છુ"

દામોદરની સ્ત્રી વિણાએ પોતાના ઘરની અદરના ખુણા તરફ જોતા જોતા કહ્યુ -"તેમ હશે! તેમ હશે! મને લાગે છે કે તેઓએ તેમને પકડયા હશે."

"પકડયો હશે? કોણે પકડયો હશે?"

"કોણે તે પોલિસે! મારી પાસે શા માટે છૂપાવો છો? હુ સઘળુ જાણુ છુ"

"ઠીક છે! તે જોઇ લેવાશે, પરતુ તુ મ્હારા મોઢા સ્હામું જોઇને જણાવ, તુ મને બરાબર રીતે ઓળખે છે? હુ કોણ છુ?'

"કોણ તે ખૂની"

"ખૂની? શુ બોલે છે? મે કોનુ ખૂન કર્યું છે? કોણે ખૂન કર્યુ છે?"

"કોણે તે તમે બન્ને જાણે'

"ઠીક!"

"તમને બન્ને જણાને પોલિસ શોધે છે. ખરેખર! તમેજ મારા ધણીને ધૂળ ફાકતો કર્યો છે" એ પ્રમાણે કહી વિણા મ્હોટેથી રડવા લાગી.

લાલદાસ આ નવિન પ્રકાર જોઇ બહુજ આશ્ચર્ય પામ્યો, અને વિસ્મત નજરે વિણાના મુખ સ્હામું જોઈ રહ્યો. કેટલીક વારે તે વિણાને કહેવા લાગ્યો. "વિણા! મને લાગે છે કે ત્હારૂ મગજ ભમી ગયુ છે! કહે જોઇએ અમે કોનું ખૂન કર્યું છે?"

"તે હું જાણુતી નથીં, પરંતુ તમે બન્ને જણે કોઇનુ ખૂન કર્યું છે, એવી મને પાકી ખબર મળી છે"

'વિણા! તેમાનુ કાઇ પણ હુ જાણતો નથી, તેમ તુ પણ બરાબર જાણુતી નથી, પરંતુ એતો કહે કે દામોદરને બચાવવામા તુ કાઇ મદદ કરી શકે તેમ છે? જો જલદીથી ઉપાય કરવામા નહિ આવે, તો જરૂર તેનુ આજે ખૂન થશે આજજ તે અન્ન પાણી સિવાય મરી જશે, અગર તો તેને જીવતો બાળી મૂકવામા આવશે!"

"ત્યારે શુ જે દિવસે તમે બન્ને જણા અહિંયાથી મોડી રાત્રે બ્હાર ગયા હતા, તે દિવસે તમે કોઈનુ ખૂન કર્યુ નથી?"

"ના!"

"શુ કહો છો? ત્યારે ઘરમાથી તેઓને કોટ અને જોડા મળ્યા છે, એ કોના હતા?"

લાલદાસ કોટ અને જોડાની વાત સાભળી બહુજ આશ્ચર્ય તથા ભય પામ્યો. તેણે પોતાનો ભય જણાઇ નહિ આવે તેવી રીતે મોઢુ ઠેકાણે રાખી વિણાને પૂછ્યું.—"કોણે મેળવ્યા છે?'

"કોણે તે પોલિસે"

"પોલિસે ? શું એટલા માટે પોલિસ અહિંયાં આવી હતી?"

"હા, હા! તે સઘળું ઘર તપાસી ગયા છે."

પોલિસે કરેલી તપાસની વાત સાંભળી લાલદાસનુ મુખ સૂકાઇ ગયું. તેના મનમાં ત્રાસ પડ્યો. તેને એમજ જણાવા લાગ્યુ કે કાળી ડગલીવાળા યમદૂત સમાન પોલિસના સિપાઇ-ઓએ આવી પાછળથી પોતાની ગરદન પકડી છે તે કપિત સ્વરે કહેવા લાગ્યો "તેમણે બીજુ કાંઈ મેળવ્યુ છે?"

"તેના કોટ અને જોડા તમે બન્ને જણે ઘરના ખુણામા સતાડી રાખ્યા હશે તે મળ્યા છે જેનુ તમે ખૂન કર્યું હશે તેનોજ તે કોટ અને જોડા હશે."

આ વખતે લાલદાસના મનમા નક્કી થયુ, કે નરોતમદાસનો મૃતદેહ પેલી વાડીમાથી અવસ્ય પોલિસના હાથમા આવેલો હોવો જોઇએ. તેનો કોટ અને જોડા શોધવાને માટેજ તેઓ અહિયા આવ્યા હોવા જોઇએ, પરતુ પોલિસે કેવી રીતે જાણ્યુ કે, તેના મૂડદાને અમેજ લઈ ગયા છીયે? વિચાર કરતા કાંઈ પણ તેના ધ્યાનમા આવ્યુ નહિ, તેથી તે વ્યાકુળ ભાવે કહેવા લાગ્યો—"વિણા! સઘળી હકીકત મને બરાબર સમજાવ, કે તેમણે અહિયા આવી શુ શુ કર્યું હતુ?"

"બીજુ શુ કહેવાનુ હતુ? કોટના અદરના ખીસ્સા-માંથી કેટલાક કાગળો પણ તેમણે મેળવ્યા છે"

લાલદાસનુ સઘળુ શરીર તે સાભળતાજ કપી ઉઠયુ, ભયને લીધે તેના શરીરપર પરસેવો આવવા લાગ્યો. પોતે

મરોતમહાસનું ખૂન કરેલું નથી, એ કેવી રીતે પોલિસના આગળ સાબીત કરી બતાવવું, એ વિચારે તેના મગજને ભમાવવા માંડયું. ત્યાથી નાસી જવાને તેનુ મન તત્પર થયુ. એક પળ પણ આ શહેરમાં રહેવુ એ તેને ભય ભરેલુ લાગવા માડયુ. જો અહિ થી નાસી જવામા નહિ આવે તો કોઈ પણ રીતે પોતાનો બચાવ થશે નહિ, પરંતુ ફાસીને લાકડે લટકવુ પડશે, એવો નિશ્ચય થઈ ગયો જરૂર દામોદરને પોલિસેજ અટકાવમા રાખ્યો હશે, એમ વિચાર થવા લાગ્યો પરતુ બીજીજ પળે તે વિચાર બદલાઇ ગયો. એને ખાત્રી થઈ કે દાકતરેજ તેને પોતાના માથેથી ખૂનનો આરોપ ખસેડી મૂકી દામોદરને માથે મૂકવા માટે પોતાના ઘરમા પૂરી રાખ્યો હશે. પૂનઃ વિચાર આવ્યો. "એ તો ઠીક! એનો તો ઉપાય થશે."

હજી સમય છે, માટે અહિ થી સિદ્ધો નાસી જઈ જીવ બચાવવાની યૂક્તી રચુ તો રચી શકાય તેમ છે પરતુ પોંતાના હમેશના સોબતી દામોદરને આ જીવલેણ દુ:ખમા પડતો મૂકી જવુ, એ કોઇ પણ રીતે ઠીક કહેવાય નહિ. ગમે તેટલી વિપત્તિ આવે, ગમે તેવુ સાહસ ઉઠાવવુ પડે, સુખ આવે કે દુઃખ આવે, કિન્તુ દામોદરને મૂકી ચાલ્યા જવું એ ઠીક નથી. તે પણ પ્રતિજ્ઞા તોડી અહિ થી ચાલ્યો જાત નહિ. પ્રાણ જાય તો ભલે જાય, છતા તેને મૂકી હુ પલાયન કરી જઈશ નહિ, પરતુ તેને બચાવવાના ઉપાય શોધીશ! પ્રાણાત પર્યંત તેને માટે પ્રયત્ન કરીશ! તેને છોડીને કોઈપણ ઠેકાણે જીવ બચાવવાની આશાએ જઇશ નહિ.

આ રીતે પોતાના મનની સાથે નિશ્ચય કરી તેણે વિણાને કહ્યું "વિણા! તું જે કહે છે તે મને તો ખરૂં લાગતું નથી. હશે! તેનુ તો જે થવાનુ હશે તે થશે, કેમકે એ સબધમાં હુ કાંઇ કહીશ તો તે તારા માનવામાં આવશે નહિ, એટલે જે કહેવું તે નકામું છે. પરતુ એટલુ તો નક્કી છે કે અમે કોઇનુ પણ ખૂન કરેલુ નથી. માટે મારા કહેવા ઉપર વિશ્વાસ રાખ વિશ્વાસ ના આવે તો તારી મરજી. એમા મારૂ કાઇપણ જવા આવવાનું નથી. હવે હુ જાઉ છુ. છતા એટલો તો વિશ્વાસ રાખજે, કે દામોદર હજી જીવતો છે, અને તે કયા છે તે હુ બરાબર રીતે જાણું છું"

"તમારા બોલવા ઉપર મંનેતો કાઈ ભરોસો આવતો નથી"

"તારો ધણી કહશે ત્યારે તો વિશ્વાસ આવશેને? હુ ખરૂ કહુ છુ કે અમે કોઈનુ પણ ખૂન કર્યું નથી"

"હા! તે કહેશે તો તો ભરોસો પડશે."

"ઠીક! ત્યારે તે આવીને સઘળા હકીકત તને કહે તેવો ઉપાય કર."

"તમે જાણો છો, કે હુ તેને માટે મારો પ્રાણ આપવા તૈયાર છુ"

"જો એમજ હોય, તો મને મદદ કર જે ઠેકાણે તેને અટકાવી રાખવામા આવ્યો છે, ત્યાથી છોડાવી લાવવામા તારી મદદની જરૂર છે તે પછી પોલિસ અમને પકડવા ફરે છે, એ વાત ખરીજ હશે, તો અમે બન્ને જણ અહિથી નાશી છૂટીશુ જો કે હજી પણ હુ કહુ છુ, કે અમે કોઇનું પણ ખૂન કયુ નથી

છતાં હું કબુલ કરૂં છું કે, અમારા સ્હામે એ પ્રમાણે પૂશવો પડશે તો અમો બન્ને જણા કોઈ પણ રીતે અમારો બચાવ કરીશું."

આ પ્રમાણેની ખરા અંતઃકરણની લાગણીની વાત સાંભળી વિણાને કાંઇક વિશ્વાસ આવ્યો, અને તે લાલદાસને પૂછવા લાગી. "બોલો ? તમે મારી પાસે શુ કરાવવા માગો છો ?"

"જો ! જે ઘરમા તારા ધણીને પૂરવામા આવ્યો છે, તે ઘરની અદર હુ જવાને તૈયાર થયો છુ તારા શરીરમા બળ છે. બોલ ! હુ જે પ્રમાણે કહુ તે પ્રમાણે તુ કરી શકીશ ?"

"શું કરવુ છે અને ક્યા જવુ છે તે મને કહો ? '

વિણાની હિમ્મત જોઇ લાલદાસે દાક્તર ગોકળદાસ કવિની સઘળી હકીકત કહી બતાવી, જે સાભળીને વિણા આશ્ચર્ય પામી.

લાલદાસે તેને કહ્યુ.–"જો, બીક રાખવાનુ કે ગભરાવવાનું કાંઈ પણ કારણ નથી હુ પોતે એક લાબી દોરી લાવીશ,' તેને આધારે તે બધ કરવામા આવેલા ઘરની અદર પેસીશ, અને દામોદરને છૂટો કરી લઇ આવીશ. તારે તો ફક્ત નીચેથી તે દોરીને ખુબ જોરથી પકડી રાખવાનુ જ કામ કરવાનુ છે"

"ત્યારે શુ એ અત્યારે બધીખાનામા છે ?"

"હા ! મારા ધારવામા તો તેમ છે શુ છે તે ઉપર જઇશ ત્યારે જણાશે"

"જરૂર હુ તમારી સાથે આવીશ ! તમે જેમ કરવાનુ કહેશો તેમ અવસ્ય કરીશ."

"ઠીક! ત્યારે રાત્રે હું તને બોલાવવા આવીશ. આપણે બન્ને અહિંયાંથી સાથેજ જઇશું."

"કેટલી રાત્રે ?"

"મધ્ય રાત્રી પ્હેલાં જવુ એ બહુજ ભય કર છે. શહેરમા સઘળુ શાન્ત થયા સિવાય જવુ એ ઠીક નથી.'

"હુ તે વખતે તૈયાર રહીશ'

"હા! બરાબર તૈયાર રહેજે?"

આ પ્રમાણે દામોદરની સ્ત્રી વિણાને સમજાવી લાલદાસ પોતાને ઘેર ચાલ્યો ગયો.

સ્વાર્થ સમય અબળા અબળ, કરે પ્રબળ થઇ કામ;
ધરણીને ધ્રુજાવતી, નિશા જાય વેગન



# પ્રકરણ ૧૯ મું.



## પડતા પ્હેલાં પ્રાણત્યાગ.



કરી મનસુબા કારમા, જંન ગઢ જીતવા ચાહ્ય,
પાસા અવળા પલકમા, વિધી વશ થઇ પલટાય

રાત્રીના અગીઆર વાગવાના સુમારે લાલદાસ દામોદરને ત્યા આવી ઉભો રહ્યો. દામોદરની વહુ પણ તૈયાર થઇનેજ બેઠી હતી.

લાલદાસને આવેલો જોઇ તેણે તેને કહ્યું:-બોલો, હવે શું કરવાનો વિચાર છે?

"વિચાર? વિચાર એજ કે જે ઘરમાં દામોદરને અટકાવવામાં આવ્યો છે, તે ઘરના છજા આગળ એક મ્હોટું ઝાડ છે, તે ઝાડની સહુથી ઉપરની ડાળીએ થઇને તે છજાની અંદર ઉતરી શકાય તેમ છે. જો આ સુતરની દોરીનું બંડલ હું મારી સાથે લાવેલો છું, તે હું ઝાડની ઉપરની ડાળે થઇને છજાના થાભલાની સાથે બાંધીશ; અને બાકીનું બંડલ નીચે નાખીશ. તેને તારે ઝાડના થડ સાથે મજબૂત રીતે બાંધવાનું છે. ઝાડની ઉપરની ડાળીનો છેડો એટલો બધો પાતળો છે, કે તેના આધારે છજાની અંદર ઉતરવા જતા વખતે તે નીચે તૂટી પડે તેમ છે. માટે હું દોરી બાંધીનેજ નીચે આવીશ, અને તે દોરીના આધારે ઉપર ચડી જઇશ અત્યારે કોઈ પણ મનુષ્ય જાગતું હશે નહિ, એટલે આમ કરતા કાંઇ પણ હરકત આવશે નહિ, તેમ તે ઘરમા રાત્રે કોઇ રહેતું નથી, કે કોઇ જાગી જાય અને પકડાઇ જઇશું એવો ભય પણ રાખવાનો નથી. હું ઉપર જઈ દામોદરને બારણું ઉઘાડી છૂટો કરીશ, અને અમે બન્ને પાછા આ દોરીનાજ આધારે તરતજ નીચે આવીશું. તારે તો ફક્ત સાથેજ આવવાનું છે, તથા નીચે ઉભા રહી કોઇ આવતું જતું હોય તો, ચાડખું રહી તપાસ રાખવાની છે"

વિણાએ કહ્યુ:-' એ તો ઠીક, પરંતુ મારા ધારવા પ્રમાણે છજા અંદરની બારી આગળ લોઢાની મજબૂત જાળી છે, તેને

કેવી રીતે ઉઘાડશો, તેનો કાંઇ વિચાર કર્યો છે ?'

"હા ! જો આ હુ લોઢુ કાપવાની એક છરી લાવ્યો છું; એના વડે હુ તે જાળીને લગાડવામા આવેલા તાળાના નકુચાને કાપી નાખીશ. મે પ્રથમથીજ તેને માટે વિચાર કર્યો છે, એટલે કોઈ પણ પ્રકારની હરકત આવશે નહિ.'

"ઉપાય તો ઠીક ગોઠવ્યો છે."

"ત્યારે ચાલ, હવે તૈયાર થા આપણે હવે જવું જોઇએ."

આ પ્રમાણે કહી બન્ને જણા ગુપચુપપણે ચારે તરફ પોતાની નજર ફેરવતા ફેરવતા દાક્તર ગોકળદાસ કવિના ઘર આગળ જઈ પહોચ્યા

રસ્તામા કોઈ પણ મનુષ્ય તેમને સ્હામું મળ્યુ નહિ શેરીમા પણ સઘળા મનુષ્યો શાન્તપણે નિદ્રા લેતા જણાયા ઝરમર ઝરમર મેઘ વૃષ્ટિ થતી હોવાથી શહેરમા ચોકી માટે રાખવામા આવેલા પોલિસના સિપાઇઓ પણ પોલિસ ચોકીઓમા ભરાઇ બેઠા હતા, અને માહોમાહે તડાકા મારતા હતા અ ધારી રાત્રે અને વરસાદના વખતે કોઇ પણ અધિકારી આવી ચઢશે, એવો તેમના અ તરમા બીલકુલ ભય નહોતો આકાશમા એક પણ તારાનો પ્રકાશ અવલોકાતો નહોતો. રસ્તા ઉપરના સઘળા દિવાઓ ઘોર અ ધકારમા સહેજ સાજ પોતાના પ્રકાશવડે રસ્તાનું દર્શન કરાવતા હતા કેટલેક સ્થળે સુધરાઈ ખાતાના ફાનસોમા તેલ પૂરનાર હજામોની કારીગરીના લીધે બત્તીઓ બીલકુલ બ ધ થઈ ગઇ હતી. દેખરેખ રાખનાર સુધરાઇના અમલદારોના

પોલ્સને લીધે પોળની અંદરનાં ફાનસોને પ્રગટવાની તો સુધરેલા હજામોએ બીલકુલ પરવા પણ રાખી નહોતી. દાક્તરનો મોહોલ્લો મૂળે તો ગ દોજ હતો, એટલે રાત્રીના ઘોર અ ધકારમાં ત્યા થઇને કોઇ આવે જાય તેવો બીલકુલ સ ભવ નહોતો. લાલદાસ અને વિણા અ ધારી રાત્રીનો લાભ લઇ દાકતરની પોળના દરવાજા બ્હાર આવી ઉભા. વિણાને પોળના મ્હોડાપર આવેલા જાજરૂના ખુણામા ઉભી રાખી, લાલદાસ પહેલા પોળની અ દરના આવવા જવાના રસ્તાઓ અને ખુણા ખોચરાઓ તપાસી આવ્યો. કોઇપણ મનુષ્ય આવતુ જતુ જોવાયું નહિ લાલદાસ તરતજ પાછો વિણાની પાસે આવ્યો, અને તેને દાક્તરના છજાની પાસે આવેલા ઝાડ નીચે લઈ ગયો તે વખતે પણ દાક્તરના તે પાછલા ખ ડમાથી મ દમ દપણે દીવાનો પ્રકાશ આવતો દેખાતો હતો. એ જોઇ લાલદાસે વિણાના કાનમા કહ્યુ —“ આજ ઘરમા દામો-દરને અટકાવી રાખવામા આવ્યો છે. હવે તુ અહિંયાજ ગુપચુપપણે ઉભી રહેજે. હુ આ ઝાડ ઉપર ચઢુ છુ, અને તને કહ્યુ હતુ તે પ્રમાણે ગોઠવણ કરી નીચે આવુ છુ જોજે બરાબર ચારે તરફ સ ભાળ રાખજે, અને હુ ઉપરથી દોરી ફે કુ તેના બન્ને છેડાઓને મજબુત રીતે આ ઝાડના થડની સાથે બાધજે.”

વિણા લાલદાસનુ સઘળુ કહેવુ, તેના મુખ સ્હામુ જોતી સાભળી રહી. લાલદાસ પણ પ્રતિઉત્તરની રાહ નહિ જોતાં તરતજ ઝાડ ઉપર ચઢયો વિણા ઝાડના થડના ઓથે અંધકારમાં છૂપાઇ ચારે તરફ નજર ફેરવવા લાગી.

લાલદાસે ઝાડની ઉપરની ડાળીએ ચઢી ડાક્તરના ઘરના છજાના થાંભલાની સાથે દોરી બરાબર રીતે બાંધી દીધી. એ સઘળુ કામ એવી તો સરલ રીતે તેણે કર્યું કે સહુજ પણ વાર લાગી નહિ તરતજ તેણે તે દોરી નીચેની બાજુ બહુજ ધીમેથી નાખી દીધી.

નીચે ઉભી રહેલી દામોદરની સ્ત્રી વિણાએ તે દોરીના બન્ને છેડા મજબુત રીને ગાઠ પાડી એકઠા બાધી લીધા અને તે દોરી ઉપરની બાજુએ તણાવા લાગી.

બહુવાર પર્યંત વિણા નીચે ઉભી રહી ઉપર લાલદાસ શું કરે છે તે કાંઈ પણ તેના સમજવામાં કે જાણુવામા આવ્યું નહિ, તેથી તે પોતાના મનમા બહુજ ગભરાવા લાગી.

આ બાજુએ લાલદાસે તે દોરીના છેડા બહુ યુક્તિથી ઉપરની બાજુએ ડાક્તરના છજાના ફ્રાસડા સાથે બાધી લીધા, અને ધીમે ધીમે બહુજ સાવચેતીથી તે છજાની અ દર ઉતર્યો.

ઘરની અ દર દીવો બળતો હતો જીનાનુ બારણુ ખુલ્લુ હતુ. તે બારણાની અ દર થઇને તે ઘરમા ગયો આગળ જતાં તેના જોવામા બીજુ બારણુ આવ્યું. તે કાચની તખતીઓથી જડેલુ હતુ, પરતુ તે અ દરથી બંધ કરેલું દીઠુ.

લાલદાસે તે કાચની અ દરથી જોયુ તો અ દરની બાજુએ ખાટલા ઉપર કોઇ સૂતેલુ હતુ. તેના મનમા નક્કી થયું, કે તે દામોદરજ હોવો જોઇએ. તેથી તેણે બહુજ ધીમેથી બૂમ મારી કે "દામુ! દામુ!"

કોઇએ પણ જવાબ આપ્યો નહિ આખરે તેણે મ્હોટેથી બુમ મારી. " ભાઈ દામોદર "

તોપણ કાંઈ જવાબ મળ્યો નહિ, તેથી તેણે વિચાર કર્યો. કે, શું દામોદર આવી રીતે-ગાઢ નિદ્રામાં પડયો હશે ? ના ના ! તેની ઉંઘ આવી નથી. આવી દુખમય અવસ્થામાં આવી રીતે નિશ્ચીંતપણે તે કોઈપણ દિવસ સૂઇ રહે તેવો નથી "

પૂન તેણે પ્હેલાંના કરતા પણ મ્હોટેથી બૂમ મારી. " દામોદર ! દામોદર ! દામોદર !

આ વખતે જે સૂઇ રહેલુ હતુ, તેણે ઉચુ જોયું. ધીમે ધીમે સૂનાર મનુષ્યે પોતાનુ મુખ જીનાના બારણા તરફ ફેરવ્યુ.

તેને જોતાજ લાલદાસ પોતાના મનમા આશ્ચર્ય પામતા બોલી ઉઠયો.-" અરે ! આ શુ ? " પળવારમા લાલદાસ સૂતેલી વ્યક્તિને ઓળખી ગયો, તેથી બોલ્યો -" અરે ! આતો પેલી મોતીબાઇ ! કે જેણે મારી નજર આગળજ ડાક્તર નરોતમદાસનું ખૂન કરવામા સહાય કરેલી હતી તે વૈરી ! " આ વખતે મોતી-બાઇનું મુખ લાલદાસને રોગી બનેલી હોવાથી પિશાચીની જેવુ દેખાવા લાગ્યું

આ વિકરાળ રાત્રીના સમયે આ અવસ્થામા તેનું મુખ જોઇને લાલદાસના શરીરના રોમાચો ખડા થઇ ગયા, ને તે પત્થર સમાન જડ બની ગયો. " તેણે મોટેથી બૂમ મારી નહિ કેમકે બૂમ મારવાની તેનામાં આ સમયે શક્તિ પણ રહેલી

નોહોતી. તેનાં સઘળાં અંગ શિથિલ બની ગયાં હતાં તેથી તેના હાથમાં દોરીની ગ્રથી પકડેલી હતી, તે ધીમે ધીમે ભયને લીધે સરી જવા લાગી.

પોતાની આવી દશા તેને સમજાઇ! તેણે બનતા પ્રયત્ને પોતાનું ચિત્ત ઠેકાણે રાખવા પ્રયત્ન કર્યો! કિન્તુ સઘળી મહેનત વૃથા ગઈ! તેનો પ્રયત્ન નિષ્ફળ નિવડયો!

એકાએક તેનાથી પોકાર પડાઇ ગયો! હાથમાની દોરીની ગાઠ સરી પડી, અને લાલદાસ નીચેની બાજુએ જયા આગળ વિણા ઝાડ નીચે ઉભી હતી, ત્યા તેના પગ આગળ પટકાઇ પડયો. વિણાના મનમા બહુજ ભય ઉત્પન્ન થયો, તે આશ્ચર્ય અને ભય પામી

વિણાએ પોતાનાથી બૂમ ના પાડી જવાય, એટલા માટે પોતાનું હ્રદય દૃઢ કર્યું તેનો કઠ રૂંવાઇ ગયો. અધકારમા કાંઇ જણાયું નહિ! તેણે શું પડયું તે જાણવા માટે પોતાનો હાથ નીચે બેસી લાબો કર્યો. તરતજ એક મનુષ્યનો દેહ પડેલો તેના જોવામા આવ્યો તેના હાથ રક્તવડે ભીંજાઇ ગયા. તેણે પોતાના મન સાથેજ નક્કી કર્યું, કે લાલદાસ ઉચેથી પડી ગયો છે. તેના શરીરનો ભાગ વિચ્છીન થઈ ગયેલો છે! તેનો પ્રાણ ચાલ્યો ગયેલો છે!

આ ભયકર બનાવ જોતાની સાથેજ તેના શરીરમા રહેલું સઘળું લોહી પાણી સમાન બનો ગયું, તેનાથી બુમ પણ મરાઇ શકી નહિ. તે એક પગલુ પણ આગળ ભરી શકી નહિ.

આખરે તે ત્યાંથી કાંઇ પણ બોલ્યા ચાલ્યા સિવાય પોતાના ઘર તરફ ચાલી ગઇ.

કરવા જાયે કાર્ય કો, અતિ કળથી ધરી હામ;
વિધિ વાંકો જો હોય તો, રમે પલકમાં રામ

# પ્રકરણ ૨૦ મું.

## જીવન સંચાર.

જેને રાખે રામ તે, કદી ન માર્યો જાય
પડયો હોય પાતાળમા, ત્યા પણ આવે મ્હાય

મનુષ્યના અદૃશ્યમા લખેલી અક્ષરની પંક્તિઓ અતિશય વિચીત્ર હોય છે, સુંદરલાલ પોતાની સ્ત્રીને માટે દેશત્યાગી થઇને બ્હાર નિકળી પડયો. હજારો પ્રયત્નો કર્યા, પરંતુ પુન. તેને તેની સ્ત્રી પ્રાપ્ત થઈ નહિ, કેમકે સ્ત્રીએ આત્મહત્યા કરી હતી.

તે રાત્રે ઘર આગળ પાછો આવી અને પોતાના શયનગૃહમાં ગયો તો તેના જોવામા આવ્યુ કે તેની સ્ત્રી પોતાના ગળામા છરી ઘાલી પડેલી હતી તેના ગળાની અંદરથી નિકળતા લોહીથી તેનુ સઘળુ શરીર રક્તવર્ણનુ બની ગયુ હતુ. તેથી તે શૂન્ય સમાન બની ગયો, અને આ દુ.ખદાયક બનાવ એકીદૃષ્ટે અવલોકવા લાગ્યો. તેના મોત માટે ક્ષણવાર પણ તેના ચક્ષુઓમાથી અશ્રુની ધારા વહન કરી શકી નહિ.

એકદમ તેના મનમાં શંકાનું સ્થાન ઉત્પન્ન થયું. "વખતે કોઇ મને અહિયાં ઉભેલો જોશે, તો મેંજ આ ખૂન કરેલુ છે એમ તો નહિ ગણી કાઢે ?"

તરતજ તેનો તે વિચાર દૃઢ થયો. જોનાર મનુષ્ય એમજ સમજી શકશે કે મેંજ આ ખૂન કર્યું છે, અને તેથીજ આ સ્ત્રીની પાસે હુ ઉભો રહેલો છુ. વળી આ રીતે મારા ઉભા રહેવાથી મારો બચાવ પણ રહેશે નહિ, જેથી તતકાલ પોતે ઘરમાથી ઉતાવળે પગલે બ્હાર નિકળી ચાલ્યો ગયો.

રાત્રી ઘણી ખરી વહી ગઈ હતી પ્રાત.કાળ થવાની તૈયારી થતી હોય એવો આભાસ થવા લાગ્યો હતો સુદરલાલ ઉતાવળે ઉતાવળે પોતાના ઘર આગળ શહેરની બ્હાર ચાલવા લાગ્યો. પોતાના હાથ રક્તથી રગાયેલા હોવાથી કોઇના જોવામાં આવતા બ્હેમનુ કારણ વધુ મળશે, એમ સમજી સિદ્ધેસિદ્ધો નહિ જતા તે શેહેરના કોટ બહાર ચાલ્યો, અને કાકરીયાના રસ્તે આવેલા મહાદેવની ઝુપડીમા પેઠો અત્યારે તેણે ત્યાજ આશ્રય લેવાનુ નક્કી કર્યુ.

ઝુપડીમા પ્રવેશ કર્યાને થોડોક વખત થયો નહિ, એટલામાં કોઇક માણુસોનો પગરવ પોતે જ્યાં આશ્રય લીધો હતો તે તરફ થતો તેણે સાભળ્યો. તરતજ તે બહુ સભાળપૂર્વક ઝુપડીના બારણા આગળ આવી ઉભો રહ્યો, તો તે વખતે તેના જોવામાં આવ્યુ કે બે માણુસો કાંઇક વસ્તુ પકડી મહાદેવ તરફ ચાલ્યા આવતા દેખાયા.

તેઓ પાસેનીજ બીજી ઝુંપડીમાં તે આણેલી વસ્તુને મૂકી તરતજ કાંઈપણ બોલ્યા ચાલ્યા સિવાય બ્હાર નિકળી ગયા. શું મૂકી ગયા, તે જોવાને માટે સુંદરલાલની ઉત્સુકતા વધી, તે હળવે રહી બ્હાર નિકળ્યો, અને જે સ્થળે તે મૂકવામા આવેલું હતું, ત્યાં તપાસ્યુ. અ ધકાર હોવાથી હાથ લાંબા કરી તેણે શોધવા માંડયુ " પડેલી વસ્તુપર હાથ પડતાની સાથેજ તે પોતાના મનમાં ને મનમાજ બોલી ઉઠયો. " અરે ! આ શુ ? આતો કોઇનુ મૂડદુ છે "

સુ દરલાલનુ મસ્તક ભમવા લાગ્યુ. તેણે પુન. ઉચ્ચાર કર્યો. " આતો ઓલામાંથી નિકળી ચુલામા આવી પડવા જેવુ થયુ. બૈરીને મરેલી મૂકી ભયનો માર્યો અહિયા આવ્યો, તો આગળ પણ તેનુ તેજ થયુ હવે શુ કરવુ ? "

લાલદાસ અને દામોદર નરોતમદાસનો દેહ આ સ્થળે મૂકી ચાલ્યા ગયા હતા. સુ દરલાલે તેને સ્પર્શ કર્યો હતો, અને તેથીજ તે ભડકી ઉઠયો હતો.

સુ દરલાલનું મગજ વધુ વધુ ભમવા લાગ્યું પોતે વૈદ હતો તેથી સહસા કોઇ પણ મૃતદેહ અગર તો રોગથી પિડા પામતા વ્યક્તિને સ્પર્શ કરવાની સાથેજ તેની ચિકિત્સક શક્તિનો સરલ સ્વભાવિક ગુણ કયા જતો રહે ? તે પડેલા દેહને સ્પર્શ કરતાની સાથેજ તેના સમજવામા આવી ગયું હતુ, કે હજી આ મનુષ્ય મરી ગયુંનથી, પર તુ જીવતુ છે. તેમજ એમ પણ નક્કી થયુ જો કે તાત્કાલિક ઉપાય હાથ ધરવામા આવશે. તો અવસ્ય તે

બચી શકશે. એમ ધારી તેણે તે મનુષ્યંને બચાવવાને માટે ઉપાય કરવાનું કાર્ય પોતાના મન ઉપર લીધું.

તે ઝુંપડીની બ્હાર નિકળ્યો આજુબાજુથી કેટલાંક વનસ્પતિના પાદડાં અને કાંઈક બીઆં શોધી લાવ્યો, અને તેનો હાથ વડેજ મસળી નાખી રસ કાહાડી તેનાં થોડાંએક ટીપાં નરોતમદાસના મુખમા મૂકવા લાગ્યો, તેમાથી રસનાં થોડાં ટીપાં તેના મુખમા પડયા, અને કેટલાક તેના મુખમાંથી બ્હાર સરી પડવા લાગ્યા

આણેલી ઔષધીનો રસ તેના મુખમાં મૂક્યા પછી પાછો સુંદરલાલ બ્હાર નિકળ્યો, અંને બીજી કેટલીક વનસ્પતિના પાદડા લઇ આવ્યો, અને પેહેલાની માફક તેનો રસ કાહાડી તે તેના મોઢા ઉપર અને ગર્દન ઉપર તથા માથા ઉપર ઘસવા લાગ્યો. થોડો રસ આ વખતે પણ તેણે નરોતમદાસના મુખમા નાખ્યો.

આ સમયે ધીમે ધીમે નરોતમદાસની શ્વાસોશ્વાસની ગતિ ચાલતી થયેલી તેણે જોઇ. સુંદરલાલ પોતાનો પ્રયત્ન સફળ થતો સમજી બીજો વધુ રસ તેના મુખમાં રેડવા લાગ્યો, તેમજ શરીર પર ચોળવા લાગ્યો.

સુંદરલાલ સંપૂર્ણપણે ગાંડો બની ગયો હતો, એ સત્ય હતુ; પરંતુ નરોતમદાસના સદ્ભાગ્યે આ સમયે તે કાંઇક ભાનમાં હતો અને તેથીજ નરોતમદાસ બચવા પામ્યો.

લાલદાસ અને દામોદરે જવાની ઉતાવળમાં નરોતમદાસના

શરીર ઉપરથી સઘળા કપંડાં ઉતારી લીધેલાં નોહોતા, તેઓ ફક્ત ઉપર પહેરેલો એક કોટ અને તેના જોડા બન્ને લઇ ચાલતા થયા હતા. જેથી અ દરની બાજુએ પહેરેલો એક કબજો તેના બદન ઉપર રહેલો હતો. સુ દરલાલે તે કબજો નરોતમદાસના શરીર ઉપરથી બહુજ સાવચેતીથીં કાઢી લીધો, અને તેને બદલે પોતાનો કોટ તેના બદન ઉપર પ્હેરાવ્યો અને પોતે નરોતમદાસનો પ્હેર્યો. તેમજ પોતે કેટલાક કપડા ઘર આગળથી પોતાની સાથે લાવેલો હતો, તે પણ ઉતાવળે નરોતમદાસને પહેરાવી દીધા.

કેટલાક સમયની સારવાર પછી નરોતમદાસની સ્થિતિ હવે સુધરતી જતી હતી, તેથી 'સુ દરલાલે તેને એક ભીતને અઢેલીને બેસાડયો અને ફરીથી બ્હારથી કેટલોક પાદડાનો રસ લાવી તેને પાયો. રસ પાઇ પાછો તેને સુ દરલાલે સૂવાડી દીધો.

નરોતમદાસે આ વખતે પોતાના ચક્ષુઓ ઉઘાડયા હતા પર તુ હજી સુધી તેનામા જોઇએ તેટલુ ભાન આવ્યુ નહોતુ. સહજ ભાન આવતા તેણે પોતાની દૃષ્ટિ સુ દરલાલ તરફ ફેરવી

સુ દરલાલે તેને પોતાના તરફ નિહાળતો જોઇ પૂછ્યુ. ' તમારા સગા સ બ ધીઓ કયા રહે છે ? જો જણાવો તો હુ તેમને ખબર આપુ "

નરોતમદાસે અસ્ફૂટ સ્વરે ઉત્તર આપ્યો " મ્હારે મ્હારૂ આત્મિય કોઇપણ નથી "

" ત્યારે હુ કોને ખબર આપુ ? '

આ પ્રમાણે કહી સુ દરલાલ નરોતમદાસ શું જવાબ આપે

છે, તે સાંભળવાની ઇચ્છાથી તેના મુખ આગળ કાન ધરી રહ્યો. તેણે જે સાંભળ્યું તેથી તેને ભય ઉત્પન્ન થયો. તરતજ સુંદરલાલ વેગળો નાસીને ઉભો રહ્યો.

નરોતમદાસના મુખમાંથી અસ્પષ્ટ સ્વર નિકળ્યો "પોલિસ"

સુંદરલાલ પોલિસના પ્રથમ ભયથી ભાગીને ઘેરથી નાસી છૂટયો હતો, તેજ પોલિસને બોલાવે, એ અસંભવિત હતું. તેમ નરોતમદાસને આવી અર્ધમૃતાવસ્થામાં મૂકીને ચાલ્યા જવું, એ પણ તેને યોગ્ય લાગ્યુ નહિ તેણે પોતાના મનની સાથે વિચાર કર્યો. "જો તેને મૂકીને ચાલ્યો જઇશ, તો જીવનની આશામા આવેલો આ માણુસ જરૂર મરી જશે" તેથી આખરે તેણે નિશ્ચય કર્યો. નહિ! નહિ! આને આ પ્રમાણે મૂકી જઇ મનુષ્ય હત્યા થવા દેવી એ ઠીક નથી. જરૂર મ્હારે એનો પ્રાણુ બચાવવો જોઇએ.

તેણે બહુ સમય પર્યંત વિચાર કર્યો. વિચારમાંને વિચારમા ઝુંપડીની અંદર આમ તેમ આટા મારવા લાગ્યો. આખરે તેણે પોતાના ખીસ્સામાથી પેન્સીલ અને કાગળ બ્હાર કાઢયો અને લખ્યું:—

"રાયપુર દરવાજા બ્હાર કાંકરીયા તરફ જવાના રસ્તાપર આવેલા મહાદેવના મંદિરની પાસેની નં ૨ ની ઓરડીની અંદર એક મનુષ્ય પડેલો છે, તે ઉઠી શકે તેવી અવસ્થામા નથી. તેમ તે પોલિસની મદદ માગે છે. જો તેને તાત્કાલિક સહાય નહિ મળે, તો તેનુ મૃત્યુ થવાનો સંભવ છે?"

પત્ર લખી સુંદરલાલે પોતાની પાસે એક કોરૂં કવર હતુ

તેમાં તે બંધ કર્યો, ને તેના ઉપર નિચે પ્રમાણે નામ કર્યું :-

પોલિસ સબ-ઇન્સપેકટર."

આ પ્રમાણે પત્ર તૈયાર કરી, તે પાછો નરોતમદાસની પાસે આવ્યો. ભ્હારની બાજુએ આણેલાં પાંદડાનો રસ કાહાડી તેને પાયો, અને તેને કહ્યું. "આ રસ પીવાથી તમારામા શક્તિ આવતી જશે.

તરતજ સઘળા વસ્ત્રોથી નરોતમદાસને બરાબર રીતે વીંટી તેણે સૂવાડયો. નરોતમદાસે શ્રમને લીધે પોતાનાં ચક્ષુઓ બંધ કર્યાં

સુંદરલાલ તત્કાળ તે ઓરડીનો ત્યાગ કરી ભ્હાર નિકળ્યો. આ સમયે પ્રાત:કાળ થઈ ગયુ હતુ ચારે તરફ સારી રીતે અજવાળુ પડતુ હતુ. લોકોની આવજાવ શરૂ થઇ હતી. એટલામા એક પોલિસનો સિપાઇ સુંદરલાલના જોવામાં આવ્યો. તેના મનમાં તેને જોઇને ભય ઉત્પન્ન થયો, ને નાસીજવાને તૈયાર થયો. નરોતમદાસના આયુષ્યના પ્રભાવે તેને તેમ કરતાં રોકયો, ને તેણે નાસી જવાનો વિચાર માડી વાળ્યો હીમ્મત રાખી સુંદરલાલ તે પોલિસના કોનસ્ટેબલની પાસે આવ્યો અને તેને કહ્યુ:-"સાહેબ! પેલી જે સ્હામે ઓરડી જણાય છે, તે ઓરડીમા એક માણસ પડેલો છે, તેણે આ ચીઠ્ઠી પોલિસ ચોકીના સબ-ઇન્સપેકટરને આપવા માટે મને આપી છે. પરંતુ મેં આપને અહિંયા જોયા તેથી હું આપને આપું છું, તે આપ મેહેરબાની કરી સબ-ઈન્સપેકટર સાહેબને પ્હોચાડશો એવી આશા છે."

"ભલે! તેમને આપવામાં આવશે. મારો પ્હેરો ઉતરી ગયો છે, તેથી હું સિદ્ધો ચોકી ઉપરજ ચાલ્યો જવાનો છું. જરૂર તે ઈન્સપેક્ટર સાહેબને આપીશ."

"મારે કામ હોવાથી મારાથી એટલે બધે દૂર જઇ શકાય તેમ નથી; જેથી આપને તસ્દી આપી છે, તે માફ કરશો."

આ પ્રમાણે કહી સુંદરલાલ પ્હેરાવાળાને પત્ર આપી ત્યાંથી ઉતાવળે પગે ચાલતો થયો.

ત્રણ દિવસ પછી સુંદરલાલનો દેહ સપ્તરૂષીના ઓવારા નજીક સાબરમતિ નદીમાથી મૃત અવસ્થામા મળી આવ્યો. ઉન્મત્ત સુંદરલાલે ઉન્મત્તાવસ્થામા નદીમા પડી આત્મહત્યા કરી હતી.

પોલિસને ત્યા આગળ પડેલા તેના કોટના ખીસ્સામાથી કેટલાક કાગળો મળી આવ્યા. તે ઉપરથી આ નરોતમદાસનો મૃતદેહ હશે, એમ પોલિસની તપાસમાં નક્કી થયું, અને તે માટે શાહેરના પોલિસ-ઈન્સપેક્ટર અને સુપ્રીન્ટેન્ડેન્ટને ખબર આપવામા આવી.

શેહેરમાં એમ સિદ્ધ થયુ હતુ, કે નરોતમદાસ સ્ત્રીના વિયોગથી દુ:ખ વૈરાગી બની ચાલ્યો ગયો છે, પરતુ આજે નક્કી થયુ કે તેણે સ્ત્રીના વિયોગ દુ:ખમાં આત્મહત્યા કરી પોતાનુ જીવન ત્યજી દીધું છે તેથી હવે સદેહ કરવાનુ કોઇને પણ કારણ રહ્યુ નહોતુ

આયુર્દા જો હોય તો, સાધન મળે અનેક,
ન કરે કાર અનેક પણ, કોપ્યે કાળ વિશેક



# પ્રકરણ ૨૧ મું.



## અતિ લોભ.



લોભીને સતોષનુ, કદી ન હોયે ભાન,
દિન દિન વૃદ્ધિ લોભની, થતા ગૂમાવે જ્ઞાન

નરોતમદાસ પોતાની પાછળ અસખ્ય સમ્પતિ મૂકી ગયો હતો દાક્તરે વિચાર કર્યો કે એ મિલકતને માટે તેનો ભાઇ કાંઇ પણ દરકાર કરતો નથી, તેમ તે મેળવવાને માટે તેની કોઇ પણ રીતની ખટપટ પણ થતી નથી, તો પછી તે સઘળી મિલકત મારે પોતાને હાથ કેમ ન કરવી ?

"નરોતમદાસનો હવે પત્તો મળે તેમ નથી તે મર્ણ પામ્યો છે એ વાત ચોક્કસ થઇ છે. હવે ફક્ત હુ અને તેનો ભાઈ બેજ સઘળી મિલકતના માલિક છીયે, છતા એમાથી અર્ધિ મિલકત જગન્નાથને લઇ જવા દેવાથી મને લાભ શુ ? જો તે જીવતો રહે, તો તો મારે તેને અર્ધો ભાગ આપવો પડે એમા ના કહેવાશે નહિ તો પછી તેને શા માટે જીવતો રહેવા દેવો ?"

દાક્તર સહજમા જગન્નાથને સૂવાડી દે તેવો હતો. પાણીની અદર એક બીદુ માત્ર જહેરનુ નાખવાથી કામ પતી જાય તેમ હતુ. તેમ દામોદરની માફક તેના દેહને પણ અદૃશ્ય કરવામા હરકત આવે તેમ નહોતી. ફક્ત કામ એટલુજ સાધવાનુ

બાકી હતું, કે ચારે તરફ લોકોમાં એમ જણાવવું, કે જગન્નાથ પોતાના દેશમા ચાલ્યો ગયો છે."

પોતાનો ઉદ્દેશ પરિપૂર્ણ કરવાને ઈરાદે આજે તેણે પોતાને ત્યાં જગન્નાથને આવવા આમંત્રણ કર્યું હતુ. જગન્નાથને તેના ઉપર સહજ પણ સદેહ નહોતો, જેથી ગોકળદાસનુ આમ ત્રણ મળતાની સાથેજ તે તેને ઘેર આવ્યો

દાક્તરે તેને પોતાને ત્યા આવેલો જોઇ આદર સત્કાર કર્યો. જગન્નાથે પોતાની બેઠક ખુરસીપર લેતાં દાક્તરને પૂછ્યું:- "દાક્તર! ખરેખર તમે કાઇ સાભળ્યુ છે ?"

દાક્તરે જવાબ આપ્યો. "શુ સાભળવાની વાત કરો છો, કોના સબધમા બોલો છો ?"

"શુ સાભળેલુ છે એમ તમારા પૂછવાથી જણાય છે કે હજી તમે કાઇ પણ હકીકત જાણી નથી" જગન્નાથે કહ્યું.

"શા સબધમા ?"

"મોટાભાઇના સબધમા.'

દાક્તરના મુખપર શ્યામતા આવી. તેનો સ્વર કમ્પીત થયો તેણે પૂછ્યુ "કેમ શુ થયું છે ?'

"તેઓ મળી આવ્યા છે."

દાક્તર આ વખતે ચાનો પ્યાલો લાવતો હતો જગન્નાથના શબ્દો સાભળતાની સાથેજ તે એટલો તો કપ્યો કે તેના હાથમાંથી ચાનો પ્યાલો નીચે પડી ગયો, અને તેના કકડે કકડા થઇ ગયા. ક્ષણવારમા તેના ગત આયુષ્યમા કરેલાં સઘળા ભયકર કૃત્યો

તેના હૃદયમાં આવી ખડાં થયા, અને નરકના અગ્નિની પેઠે તેને બાળવા લાગ્યા. તે પોતાના મનમાં ધીમેથી બોલ્યો·—

"ત્યારે શું નરોતમદાસ જીવતો રહ્યો છે? નરોતમદાસ ફરીથી આવ્યો છે? તેમ હશે તો હવે રક્ષણ કરવાનો કાંઇપણ ઉપાય હશે નહિ. ખરેખર! તેણે અત્યાર પ્હેલાં સઘળી હકીકત પોલિસને જણાવી હશે, આ પ્રમાણે વિચારો આવતાં દાકતરે પોતાની પાછળ ચારે તરફ ભયનુ વાદળ ઘેરાઈ ઉભેલુ જોયુ. તેનાં સઘળાં અ ગો શિથીલ અને જડ જેવા બની ગયા, તેનો ક ઠ રૂંધાઇ ગયો

તેનો આવો વિચિત્ર ભાવ જોઈ જગન્નાથે તેને કહ્યું. "મને ખબર તો હતીજ, કે આપ આ વાત સાભળીને આશ્ચર્ય પામશો, પર તુ તમારી આવી સ્થિતિ થશે, એવી મને બીલકુલ ખબર નહોતી. ક્યારેને ક્યારે તેઓ મળીતો આવશેજ, એતો તમારા પણ જાણવામા હતુ જને?

દાકતર તેનો જવાબ આપવા ગયો, પર તુ તે તેનાથી આપી શકાયો નહિ તેને મૌન્ય રહેલો જોઇ જગન્નાથે આગળ પોતાનુ બોલવુ શરૂ કર્યું. "દાકતર! આખરે સાબરમતિ નદિના સપ્ત રૂષીવાળા આરા આગળથી તેમનુ મૃતશરીર મળી આવ્યુ છે."

"આ વખતે દાકતરનામાં બોલવાનો સહજ હોશ આવ્યો. તેણે આશ્ચર્યમયભાવે પૂછ્યું. "સપ્તરૂષી આગળથી?"

"હા! ખરેખર તેઓ ડુબી મૂઆ છે. ત્યાંથીજ તેમનો મૃતદેહ મળી આવ્યો છે."

ડાકતરના હ્રદયમાં આનંદનો જરા સંચાર થવા લાગ્યો. "હવે કોઇ પણ પ્રકારનો ભય નથી, એમ જાણી તેના મૃતતુલ્ય બની ગયેલા દેહમાં નવીન જીવન આવ્યું. પાપાત્મા ડાક્તરે આ વખતે પોતે પૂન: પિશાચકી મૂર્ત્તિ ધારણ કરી.

જગન્નાથે આગળ ચલાવ્યુ. "પોલિસે મને ખબર આપી છે કે, તેમને બ્હારની ચોકી ઉપરથી રીપોર્ટ મળ્યો છે. માટે હવે તે સબંધે કાંઇ પણ વ્હેમ રાખવાનુ કારણુ રહ્યુ નથી."

નરોતમદાસ મરી ગયો છે, એ નક્કી થતા ડાકતરના મનમા વિચાર આવ્યો, કે હવે જગન્નાથના સબંધમાં ઉતાવળ કરવાનુ કાઇ પણ કારણુ નથી. જો ઉતાવળ કરી તેને મારી નાખવામા આવશે, તો વખતે ફજેતી થવાનુ થશે, માટે સમય જોઈ તેનો ઉપાય સાધવો એજ શ્રેષ્ઠ છે

ડાકતરે આ વખતે નરોતમદાસ–તેણે કરેલું વિલ, તથા તેની સમ્પત્તિ સબંધમા કેટલીક વખતપર્યંત જગન્નાથ સાથે વાત કરી, છેવટે મોડી રાત્રે જગન્નાથ ડાકતરને ત્યાંથી નરોતમદાસના મકાન તરફ ગયો

નરોતમદાસના મૃત્યુના સમાચાર જો જગન્નાથે આજે ડાકતરને ના આપ્યા હોત તો, આજે જગન્નાથને પણ નરોતમદાસના માર્ગેજ મોકલી આપવાનો ડાકતરે દૃઢ નિશ્ચય કર્યો હતો, ડાકતરે તે સબંધની દરેક ગોઠવણુ અગાઉથીજ કરી મૂકી હતી, પરંતુ "જેને રામ રાખે તેને કોણુ મારી શકે તેમ હતું ?"

મનુષ્ય ધારે છે કાંઇક અને થાય છે કાઇક! વિધીની ગતિ વિચીત્ર છે!

રાખણહારો રામ ત્યા, દુશ્મન શુ કરનાર,
માર માર કરતો મળે, રહે ઉભો પળવાર

# પ્રકરણ ૨૨ મું.

## આખરનાં હવાતીયાં.

અથાગ જળમા ડૂબતો, બચવા માટ અપાર,
હવાતીયાં મારે કદા, તો પણ નવ બચનાર

પ્રાત કાળે લાલદાસનો મૃતદેહ દાકતરના ઘર આગળથી મળી આવ્યો. દોરી વિગેરે સાધનો જોઇ સઘળા મનુષ્યોને વેહેમ આવ્યો, કે આ મનુષ્ય દાકતરના ઘરમા ચોરી કરવા પેઠેલો હોવો જોઇએ, પરતુ અકસ્માત પડી ગયો છે અને તેથી તેનું મૃત્યુ થયું છે, એમ કોઇના સમજવામા આવ્યુ નહિ

આ વાત ખડેરાવના કાને પડી દામોદર જે મીલમાં કામ કરતો હતો, ત્યાથી તેને ખબર મળી હતી, કે દામોદરને એક લાલદાસ કરીને દોસ્તદાર છે લાલદાસના મૃત્યુની ખબર મળતાજ તેણે પોલિસમા તપાસ કરી, તો તેને માલૂમ પડયું, કે તેજ દામોદરનો મિત્ર લાલદાસ મરી ગયો છે, અને તેજ મીલના કેટલાક માણસોએ લાલદાસના દેહની આખરની ક્રીયા કરી છે.

આ સઘળી વાત જાણી ખંડેરાવના મનમા વિચાર આવ્યો. "અવસ્ય નરોતમદાસના ઘરમા પ્રવેશ કરી લાલદાસ અને દામોદરેજ નરોતમદાસનું ખૂન કરેલુ હોવુ જોઇએ-નહિ તો દામોદરના ઘરમાથી નરોતમદાસનો કોટ અને જોડા કેવી રીતે મળી આવે?"

"વળી દામોદર ગૂમ થયો છે, અને તેના મિત્રનો દેહ દાક્તરના ઘર આગળથીજ મળી આવ્યો છે આથી સ્પષ્ટ થાય છે, કે કોઈ પણ રીતે આ કામમા દાક્તરનો હાથ હોવો જોઇએ. નહિ તો લાલદાસે પોતે થોડાજ દિવસ ઉપર ખૂન કરેલુ હોવા છતાં આવી રીતે તાત્કાલિક ચોરી કરવા માટે તૈયાર થાય નહિ.

આ પ્રમાણે સઘળો વિચાર કરી ખંડેરાવે દામોદરની સ્રી સાથે ફરીથી એકવાર મળવાનો વિચાર કર્યો, અને નિશ્ચય કર્યો કે કાંઇને કાઇ હકીકત તેની પાસેથી મળી આવવીજ જોઇએ"

ખંડેરાવ તરતજ દામોદરના ઘર આગળ આવ્યો, અને જોયું તો દામોદરની સ્રી આ વખતે ઓળખી શકાય તેવી સ્થીતિમા હતી નહિ તે બહુજ અધિર બનેલી હતી. ખંડેરાવે તેને બહુજ સ્નેહપૂર્ણ વચનોથી પૂછ્યુ "ગઇ વખતે હુ તમારી પાસે એક વખત આવ્યો હતો, તે સમયે તમે મને કાઈ પણ બરાબર હકીકત જણાવી નહોતી. હુ કોઇ પણ રીતે તમારા સ્વામિને શોધી કાઢવાનો પ્રયત્ન કરૂં છું એનાથી વિશેષ હુ તમને શુ લાભ કરી આપુ?"

દામોદરની સ્રીએ ફક્ત એટલોજ ઉત્તર આપ્યો. "તમે

પોલિસના માણુસ છો–"

ખંડેરાવે તે વાત નહિ સાંભળી જેવી કરી, અને પૂછ્યું. "જે માણુસ પડીને મરી ગયો છે, તેનુ નામ લાલદાસ છે, અને તે તમારા સ્વામિનો મિત્ર થાય છે. તમે જાણો છો કે તે કેવી રીતે મરી ગયો છે?"

આ સવાલ સાભળી દામોદરની સ્ત્રીનું સઘળુ અંગ ભયથી કંપવા લાગ્યુ, તે તરફ ખંડેરાવની દૃષ્ટિ ગઇ. તેના મનમા દૃઢ નિશ્ચય થયો, કે દામોદરની સ્ત્રી વિણા સઘળી હકીકત જાણે છે, તેમ લાલદાસ શા માટે દાક્તરને ઘેર ગયો હતો તે તેને ખબર છે કેવી રીતે તે પડીને મરી ગયો તેની તેને માહીતી હોવી જોઇએજ. આ પ્રમાણે પોતાના મનમા ચોક્કસ થવાથી તેણે વિણાને ફરીથી પૂછ્યુ "મને લાગે છે કે લાલદાસ કાઇ કેવળ ચોરી કરવાને માટેજ દાક્તરને ઘેર ગયો નહિ હોય, કે જેથી પડીને મરી જાય ખરૂને?"

વિણાએ ખંડેરાવને પૂછ્યું "તે તમે કેવી રીતે જાણ્યુ? તમે જાણોછો કે તે શા માટે દાકતરને ઘેર ગયો હતો? જો જાણુતાં હો તો મને જણાવો"

કેટલીકવાર વિચાર કરી વિણાએ જવાબ આપ્યો "તમારો વિશ્વાસ શુ?"

આ વખતે ખંડેરાવે ગંભીરતાથી જણાવ્યુ. "દાક્તરના સંબંધમા કદાપિ કાઇ વાત હોય, તો તમે કાઇ પણ બીક રાખ્યા સિવાય મને જણાવો." એમ કહી તે પોતાના મનમાંજ કહેવા

લાગ્યો. "તેના જેવો પરમ શત્રુ મારે આ દુનિયામાં કોઇ નથી. જ્યાં સુધી તેને શિક્ષા કરાવવામાં ના આવે ત્યાં સુધી હુ જે આહાર કે નિંદ્રા લઉં છુ તે નહિ લીધા બરાબરજ છે."

ખંડેરાવના મુખ ઉપર તરી આવતા ભાવો જોઈ વિણાએ પોતાના મનમાં જાણ્યુ, કે દાક્તર અને ખંડેરાવ પાકા શત્રુ હોવા જોઇએ. માટે થોડી ઘણી પણ તેને વાત જણાવવી તો જોઇએજ. જો કે લાલદાસ પર્યન્તની કહીશ નહિ આમ પોતાના મન સાથે વિચાર કરી, તે ખંડેરાવને હકીકત જણાવવા તૈયાર થઈ.

વિણા કાંઈ પણ હકીકત જણાવતી નથી, એ જોઈ ખંડેરાવે તેને કહ્યુ "તમે બરાબર સાભળ્યુ હશેજ, કે લાલદાસનુ શબ દાક્તરના ઘર આગળથીજ મળ્યું છે."

વિણાએ પોતાનુ મુખ બીજી બાજુએ ફેરવ્યું અને બોલી. "સાંભળ્યુ છે શુ પૂછો છો? મે નજરો નજર જોયુ છે."

"શું કહો છો તમે નજરે જોયુ છે?"

"હા! જ્યારે તે પડયો તે વખતે હુ ત્યાજ હાજર હતી. તે મારા પગ આગળજ પડયો હતો."

ખંડેરાવ આ વાત સાભળી બહુજ આશ્ચર્ય પામ્યો, ને તે એટલો તો વિસ્મયતામા લીન બની ગયો, કે તાત્કાલિક કાંઇપણ પૂછી શકયો નહિ.

વિણાએ આગળ બોલવાનુ શરૂ રાખ્યું. "અમે દાક્તરના ઘર આગળ ગયા હતા, કેમકે મને એમ ચોક્કસ ખબર મળી

હતી, કે મારા ધણીને દાક્તરના ઘરમા કેદ કરવામાં આવ્યો છે."

"ત્યારે તો મને લાગે છે, કે એટલા માટેજ લાલદાસે ઉપરની બાજુએ ચઢી ઘરની અ દર જવાનો પ્રયત્ન કર્યો હશે ?"

"હા ! લાલદાસે મોડી રાત સુધી એ ઘર આગળજ નજર રાખી હતી. તે ઘરમાં આખી રાત્રી દિવો બળતો રહે છે, તેથી તેના મનમા એમ ખાત્રી થઈ હતી, કે દાકતરે મારા ધણીને તેજ ઘરમા પુરી રાખેલો હોવો જોઇએ "

"તમારા સ્વામિને દાકતરે શા માટે અટકાવી રાખેલો હોવો જોઇએ ?"

"તે તો હુ જાણુતી નથી, તેમ લાલદાસે પણુ તે વાત મને જણાવી નથી. તેણે તો ફક્ત એટલુ જ જણાવ્યુ હતુ, કે મારો ધણી દાક્તરના ઘરમા ગયો હતો, અને પોતે તેની રાહ જોતો બ્હારની બાજુએ બેઠો હતો, મારો ધણી દાકતરનાં ઘર માથી બ્હાર આવ્યેજ નહોતો."

"તમારો સ્વામિ દાકતરને ઘેર કેમ ગયો હતો, તે તમે જાણુતા નથી ?"

'ના ! તે કાઇ પણુ હુ જાણુતી નથી, કેમકે લાલદાસે તે વાત મને કહી નથી."

"હવે હુ જે તમને પૂછુ, તેનો બરોબર જવાબ આપજો. જે એક માણુસ ગૂમ થઇ ગયો છે, તેનો કોટ અને જોડા તમારા ઘરમાથી મળી આવ્યા છે તે માણુસ જે દિવસે ગૂમ થઇ ગયો,

તે દિવસે તમારો સ્વામિ મોડી રાત્રે ઘરં આગળ આવ્યો હતો ? જુઓ ખોટુ બોલશો નહી."

"હા ! પ્રાત:કાળ પ્હેલાં આવ્યા હતા."

"ઠીક ! તે દિવસે આ લાલદાસ તમારા સ્વામિની સાથે બ્હાર ગયો હતો ?"

"હા ! તેઓ બન્ને જણ અહિં યાથી સાથેજ ગયા હતા"

"ક્યાં ગયા હતા, તે તમે જાણો છો ?"

' ના ! તે મને જણાવ્યુ નહોતુ."

જ્યારે પાછા આવ્યા, ત્યારે કાઇ માલ તાલ સાથે લાવ્યા હતા ?"

"ના ! મને લાગે છે કે પેલો કોટ અને જોડા સિવાય કાઇ નહિ લાવ્યા હોય ! એ પણ હુ પૂરૂં જાણુ નહિ, તેવી રીતે મારી ગેંર હાજરીમા છૂપાવ્યા હશે."

"ગઇ વખતે તમે તમારા સ્વામિના સબધીમા મને કાઇ પણ હકીકત કહી નહોતી, પણ મે આજુ બાજુના લોકોની પાસેથી કેટલીક વાત મેળવી હતી. તમારા ધણીના હાથે ચાર આગળા હતા, પરતુ પાચમુ નહોતુ તે વાત ખરી ને ?"

"હા ! ગાડીના પરડા નીચે હાથ આવવાથી તે પ્રમાણે બન્યુ હતુ."

"તેના હાથમા એથીજ એક મોટો ડાઘ પડેલો હતો ખરૂને ?"

" હા, હતો ! ગાડીના લીધેજ તેમ થયું હતું. "

" વારૂ ! એ વાત તો એ રીતેજ છે ! ઠીક ! તમે એ જણાવો કે તમારો સંદેહ કેવળ સદેહની વાત જવા દો, પરંતુ એ જણાવો કે, તમારો સ્વામિ દાકતરના ઘરમાજ હતો એ સબંધેનો કાંઇ સજ્જડ પૂરાવો તમારી પાસે છે ? "

" ના ! બીજો તો શો પુરાવો હોય ? "

" ગમે તેમ હશે, હુવે તે દાક્તરના ઘરમાં છે કે કેમ તેનો તપાસ કરવો જોઇએ. "

" નક્કી ત્યાજ છે, ત્યાજ છે ! "

' નક્કી નહિ, પરંતુ વહેમ માત્ર છે, પણુ લાલદાસ અને તમારો સ્વામી કાઇક દાક્તરના સબધમા છાની વાત જાણુતા હોવા જોઇએ. એમા કાઇ પણુ સદેહુ રાખવા જેવુ રહ્યુ નથી."

" શુ વાત જાણુતા હશે ? '

" એ જાણુવા માટેજ હુ તમારા સ્વામિની શોધ કરૂછુ, તેઓ દાકતરની છાની વાત જાણે છે, તે છાની વાત જણાવી દેઇશું એવો ભય બતાવી દાક્તરની પાસેથી પૈસા પડાવવાને ઇરાદે તેઓ ગયા હશે દામોદર ઘરમા ગયો હશે અને લાલદાસ બ્હાર ઉભો રહ્યો હશે, કેમકે તેને દાકતર ઓળખતો હોવો જોઇએ દામોદરને દાકતર ઓળખતો નહિ હોય, અને તેથીજ દાક્તરે દામોદરને પોતાના ઘરમા પૂરી રાખ્યો હશે. "

" તેથીજ તે ત્યા હોવો જોઇએ ? "

"ઠીક છે! હવે જેમ બનશે તેમ જલદીથી ઉપાય કરીશ. એટલા માટેજ હું તેના ઘરનો એક વખત બરાબર રીતે તપાસ કરીશ."

"હુ તમને તેનુ ઘર બતાવુ ?"

"ના! યુક્તિ પુરઃસર જોવાશે, તેનો બ દોબસ્ત હું મારી મેળેજ કરી લઇશ આજજ લાગ છે, મને ખબર મળી છે કે દાકતર જે મંડળમાં મેમ્બર છે, તે મ ડળની મિટીંગ હોવાથી આજે તે પરગામ ગ્હોચ્યો છે. કાલે આવવાનો છે, એમ સાંભળવામાં આવ્યુ છે, જેથી હુ આજજ સધ્યાકાળના સમયે તેને ઘેર જઈશ, તમારે પણ મારી સાથે આવવુ પડશે."

"મ્હારે?'

"હા! તમને મારી સાથે આવવાથી કોઇ પણ પ્રકારની બીક નેથી, સધ્યાકાળ પહેલાં આવીને હુ તમને બોલાવી જઇશ."

"ત્યારે શું હજી પણ મારો ધણી ત્યાંજ હશે?"

"જે હશે તે સઘળુ સાજે જણાશે"

આ પ્રમાણે કહી ખડેરાવ પોતાના રસ્તે પડયો. વિણા ઘરમાં જઈ અનેક પ્રકારની ચિતા કરતી પોતાના ધણીના ગૂમ થવાને માટે રડવા લાગી.

ઉદ્યોગી જન ખતથી, પાર ઉતરવા માટ;
કરે પ્રયત્નો અતિ અતિ, ધડીને મનમા વાટ.



# પ્રકરણ ૨૩ મું.



## કપાઇ ગયેલો હાથ.



પાપી જનના પ્રાક્રમો, પડે ન પૂરા બ્હાર,
ત્યા સુધી મન મલપતા, ખાતે કરે ખુખાર

ખડેરાવ બહુજ ચતુર પુરૂષ હતો, તે જે કાઇ કાર્ય પોતાના લક્ષમાં લેતો તે જાણીતુ હોય, કીંવા અજાણ્યું હોય તથાપિ તે જલદીથી તેને પોતાના હાથમા લેઇ લેતો. તે મનુષ્યોને મ્હાત કરવાની ઇદ્રજાળ વિધામા પણ જાણીતો હતો શરીરે પણ બળવાન હતો. તે દાકતર ગોકળદાસ જેવા હસ્તાક્ષર એવા તો સારી રીતે કહાડી શકતો, કે તેને ગોકળદાસ પોતે પણ ઓળખી શકતો નહિ, કે આતે મારા હાથના અક્ષર છે, કે બીજાના હાથના છે

આજે ખડેરાવે દાકતરના જેવાજ આબેહુબ અક્ષરો વડે દાકતરના નોકર ઉપર એક પત્ર લખ્યો હતો, જેમા જણાવ્યુ હતુ કે—

"આ ચીડી લાવનાર સદ્ગૃહસ્થ તેમની સ્ત્રી સાથે આપણુ ઘર જોવાને માટે આવનાર છે, તેઓ પરગામથી આવેલા છે, અને મારા સ્નેહી હોવાથી આપણે ત્યા મળવા આવનાર છે, માટે તેમને આપણુ સઘળુ ઘર બતાવજો તેમને કોઇ પણ રીતે હરકત પડે નહિ, તેવી સઘળી વ્યવસ્થા બહુ સંભાળ ભરેલી રીતે કરજો."

ઉપર પ્રમાણે પત્ર તૈયાર કરી ખડેરાવે પોતાનો અસલ પ્હેરવેશ ઉતારી નાખી એક સદ્દગૃહસ્થને છાજે એવો પરદેશીય મુસાફરનો પોશાક શરીર ઉપર ધારણ કર્યો, અને પોતે ઘર આગળથી નિકળ્યો. વિણાનો પોશાક બદલાવવાને ઇરાદે તેને માટે પણ કેટલાક સારાં કપડા અને દાગીના આદિક તેણે સાથે લીધું. અને સધ્યાકાળ પહેલાં તે દામોદરના ઘર આગળ જઈ પ્હોચ્યો.

વિણા તેનો વિચિત્ર વેશ જોઇ, પ્રથમ તો ભયથી ડરવા લાગી, પરતુ ખડેરાવે તેને જણાવ્યુ કે " ભય રાખવાનુ કારણ નથી. આ બધો વેષ આપણે ત્યા જવાનુ હોવાથીજ ભજવવામા આવ્યો છે. તમારે પણ તેવોજ બીજો વેષ ભજવવો પડશે, નહિ તો કામ પાર ઉતરશે નહિ, વિગેરે હકીકત જણાવી ત્યારે તેને શાન્તિ વળી. "

આ પ્રમાણે વિણાને સમજાવી ખડેરાવે પોતે સાથે આણેલાં વસ્ત્રો આદિક બહાર કાઢયા, જે જોઇને વિણા બહુ વિસ્મય પામી અને કહેવા લાગી. " આ બધુ શુ આણ્યુ છે ? આ બધુ હુ તો પ્હેરીશ નહિ "

' કેમ નહિ પ્હેરો ? આ પ્હેરવાથી કાંઈ ભય આવશે નહિ તેમ જો નહિ પ્હેરો તો પછી દાકતરના ઘરમા પેસી શકાશે નહિ, કે કોઈ પણ કાર્ય બની શકશે નહિ. તેમ તમારા સ્વામિને છોડાવી શકાશે પણ નહિ "

" આ બધુ મારે પ્હેરવુ પડશે ? "

" હા ! એમાં હરકત શુ છે ? એમા શુ દોષ છે ? "

વિષ્ણુ પોતાના પતિને માટે ગમે તે કરવા તૈયાર હતી, તેથી ખ ડેરાવે તેને જે પ્રમાણે તૈયાર થવા કહ્યું, તે પ્રમાણે કપડાં પ્હેરી તૈયાર થઇ "

સ ધ્યાકાળ થઈ ગયા પછી તેઓ દાક્તરના ઘર આગળ જઈ ઉભાં રહ્યાં. ખ ડેરાવે બારણા ઉપર હાથ ઠોકયો, નોકરે આવી તરતજ બારણુ ઉઘાડયુ અને કહ્યુ. "દાકતર ઘેર નથી."

ખ ડેરાવે જવાબ આપ્યો. "તે હુ જાણુ છું, તેમણેજ મને મોકલ્યો છે અને આ પત્ર આપ્યો છે "

દાકતરનો નોકર લખી વાચી જાણે એટલુ શિખ્યો હતો, તેણે ખ ડેરાવે આપેલો કાગળ વાચ્યો, અને આશ્ચર્ય પામ્યો આ માણસ પાચ વરસથી દાક્તરને ત્યા નોકર હતો. દાકતર કોઇ પણ દિવસ કોઇ પણ માણસને પોતાને ઘેર રહેવાની કે ઘર બતાવવાની આજ્ઞા કરતો નહિ. કોઇ આવતુ તો તેને બ્હારના દિવાનખાનાની અ દર બેસાડતો, અને વાત કરી તરતજ વિદાય કરતો આજે આ બે પરદેશીય માણસોને પોતાનુ મકાન બતાવવાને માટે પત્ર લખેલો છે, એ જોઈ તેને કાઇપણ સમજણ પડી નહિ. આ પત્ર દાકતરનોજ લખેલો છે, એમ તેનો નિશ્ચય થયો હતો. તેણે પોતેજ તે લખેલો છે, તો પછી મારે વ્હેમ રાખવાનુ શું કારણ છે? મારે તો ફકત તેના હુકમ મુજબ કામ કરવુ એજ મારૂ કર્તવ્ય છે. વળી આ પરગામથી આવેલા છે, જો તેમને પાછાં કાઢીશ તો દાકતર મારા ઉપર ગુસ્સે થશે. આ પ્રમાણે વિચાર કરી તે ખ ડેરાવને અને દામોદરની સ્ત્રીને અ દ-

રની બાજુ લઇ ગયો.

નોકર ખંડેરાવના મુખ સ્હામું વાર વાર જોયા કરતો હતો, તેણે તેને પ્હેલાં કોઇ વખત જોયો છે, એમ જણાવા લાગ્યું. પરંતુ ખંડેરાવ વેશ બદલી આવેલો હોવાથી તે બરાબર રીતે ઓળખી શકાયો નહિ. ખંડેરાવે ઘરની અંદર પેઠા પછી નોકરને કહ્યું:–"તમે આગળ આગળ ચાલો, અમે બધુ બરાબર જોતાં જોતા તમારી પાછળ પાછળ ચાલ્યા આવીયે છીયે.

આ પ્રમાણે કહેવાથી નોકર આગળ ચાલવા લાગ્યો ખંડેરાવે આ વખતે વિણુાના કાનમાં બહુજ ધીમેથી કહ્યું. "તારો ધણી તે દિવસે કેવા કપડાં પ્હેરીને નિકળ્યો હતો તે તને યાદ છે? બરાબર રીતે જોજે, કે આ ઘરની અંદર તેનું અંગરખુ, પ્હેરણુ, પાઘડી, વિગેરે કાંઇપણુ તારા જોવામા આવે છે કે કેમ?"

તેઓ એક પછી એક ઓરડા જોતા જોતા, આગળ ચાલવા લાગ્યા. આગળ નોકર ચાલતો હતો, તેને ખંડેરાવે અટકાવી પૂછ્યુ. "આ બાજુના ઓરડાની અંદર શુ શુ છે?"

"આ તો દાક્તર સાહેબને ઔષધો તૈયાર કરવાનો ઓરડો છે." નોકરે બહુજ નમ્ર ભાવે જવાબ આપ્યો

તરતજ ખંડેરાવ અને વિણુાએ તે ઘરની અંદર પ્રવેશ કર્યો, અને નોકર બારણા આગળજ ઉભો રહ્યો તે ઓરડાના અંદરના મધ્ય ભાગમા એક લંબચોરસ ટેબલ ગોઠવવામાં આવેલુ હતુ. ઓરડાની અંદર ચારે બાજુએ આલમારીઓ ઉભી કરવામા આવી હતી, એ આલમારીઓ ઉપર અનેક ન્હાની

મોટી શીશીઓ મોટા મોટા બાટલાઓ, અને બીલોરી કાચની મોટી મોટી બરણીઓ ગોઠવવામા આવી હતી. એક બાજુપર એક મ્હોટો લોઢાનો ફરતો ચુલો મૂકેલો હતો, તેના ઉપર મ્હોટી લોઢાની કઢાઈ પડેલી હતી.

ખડેરાવ આ ઓરડાને બહુજ બારીકાઈથી તપાસવા લાગ્યો, વિણા તેની આગળની બાજુએ જોતી ચાલતી હતી, સહસા અસ્ફૂટપણે તેના મૂખમાથી ઉચ્ચાર નીકળ્યો. " આજ તેમનો હાથ!" તરતજ તે પાછી ખડેરાવની પાસે આવી ઉભી રહી તેણે પાસે પડેલા એક કપડાનો કકડો જે તે ઓરડાની અદર પડેલો હતો, તે હાથમા લઇ ખડેરાવને બતાવતા કહ્યુ " આ હાથ મારા ધણીનો છે. આ રૂમાલ તો મારા ધણીની કમરે બાધેલો હતો."

ખડેરાવે તેને ચૂપ રહેવા ઇશારત કરી અને ધીમેથી કહ્યું. " ચૂપ! ચાકર સાભળશે. તે કેવી રીતે જાણ્યુ કે, આ રૂમાલ તારા ધણીનોજ છે?"

"મે પોતે તેને તે કમરે બાધવા આપેલો હતો."

" ઠીક! તને બરાબર યાદ છે."

" હા! હા! તે દિવસે મે પોતે-"

" બસ ચૂપ રહે! પછીથી વાત."

જેમ કાઇ બન્યુજ ના હોય, તેમ ખડેરાવે નોકર તરફ ફરીને અદરનુ બારણુ બતાવી પૂછયુ " આ બારણુ ઉઘાડીને ક્યા જવાય છે?"

"એ બાજુએ તો દાક્તર સાહેબનુ ઓપરેશન કરવાનુ ઠેકાણું છે."

"તે કેવુ છે ?"

"એ ઓરડાની અંદર દાક્તરે પોતાનાં સઘળા દાક્તરી ખાતાના હથીઆરો વિગેરે ગોઠવી રાખેલા છે"

ખંડેરાવે કાંઇ પણ વધુ નહિ પૂછતા, તે બારણુ ઉઘાડી અંદરની બાજુએ પ્રવેશ કર્યો. અંદર પેસતાની સાથેજ તે ઓરડાનો દેખાવ જોઇ તે ઠંડો ગાર બની ગયો. તેના પગ ધ્રૂજવા લાગ્યા.

ઓરડાની અંદર ચારે બાજુએ આલમારી હતી, તે આલમારી ઉપર બીલોરી કાચની આરપાર દેખાઇ શકે તેવી મોટી મોટી બરણીઓ ગોઠવવામા આવી હતી તે બરણીઓની અંદર અરકોમા જુદા જુદા માણસોના શરીરોના વિભાગો રાખવામાં આવેલા દેખાતા હતા. દરેક ઠેકાણે કીડાઓ, ઝીમલો, જીવડાઓ વિગેરે ફરતા જોવામા આવતા હતા.

ખંડેરાવને તે જોતાની સાથેજ વમન થઇ આવે તેવુ થઇ ગયુ. તે તે ઓરડાની અંદરથી બ્હાર નિકળી જવા તૈયાર થયો. એટલામા તેની નજર એક મોટી બરણી ઉપર પડી. તેને જોતાજ તે વિસ્મય પામ્યો અને બોલી ઉઠયો. અરે! આ શુ ? એ કહેતાની સાથેજ તેનો શ્વાસ રૂંધાઇ જવા લાગ્યો.

પુન. તે પોતાના મનની સાથેજ બોલી ઉઠયો. "કેવો ભયાનક દેખાવ!" હવે શુ કરવું ? અવશ્ય એજ એજ ! વિણાને

બોલાવી આ બતાવવુંજ જોઇએ. પરતુ તે કદાપિ બૂમાબૂમ કરશે તો ? ગમે તેમ થાય હુ તેને શાન્ત રહેવા સમજાવીશ, કિન્તુ નક્કી તો કરવુ જ જોઇએજ."

તેણે વિણાને પોતાની પાસે આવવા ઈશારત કરી, વિણા આ વખતે ઉપર જે ઘરમા તેણે પ્રથમ દીવો બળતો જોયો હતો, તે ઓરડામા જવાના વિચારમા હતી જે ઠેકાણેથી લાલદાસ પડીને મરી ગયો હતો, તે ઓરડામાજ પોતાના સ્વામિને કેદ કરેલો હોવો જોઇએ, તેવા વિચારમા હતી. ખડેરાવ તે ઓરડા તરફ નહિ જતાં ખાલી અહિયા શોધે છે, એમ તેના મનમા નક્કી થયુ હતુ, તેથી તેને ખોટુ લાગતુ હતુ

આ વખતે ખડેરાવે ઇશારત કરવાથી તે તેની પાસે આવી. નોકરને તેઓના ઉપર શકા ઉત્પન્ન થવાથી તે પણ જ્યા ખડેરાવ અને વિણા હતા ત્યા આગળ આવી ઉભો રહ્યો

ખડેરાવે વિણાને બહુજ ધીમેથી કહ્યુ. "મને આશા છે કે તમે ગાભરા થશો નહિ. અધિરા બનવાથી કામ બગડશે હુ તમને એક ભય પમાડે તેવી વસ્તુ બતાવવા માગુ છુ, તમે તે જોઈને જણાવો કે મારા સમજવામા ભૂલ તો નથી થઈ ને ?"

વિણા કપીત સ્વરે કહેવા લાગી:–"કેમ ? કેમ ? તમે મને શું બતાવવા માગો છો ?"

ખડેરાવનુ મુખ આ વખતે ફીકકુ બની ગયું હતુ. બહુ યત્ન કરવા છતા તેનાથી કાઇ પણ બોલી શકાયુ નહિ એક શબ્દ પણ તેના મુખમાથી બ્હાર નિકળ્યો નહિ. છતાં તે કોઇ

પણુ રીતે પોતાનો મનોભાવ ગુપ્ત રાખી શકયો નહિ, તેનો ભાવ જોતાંજ વિણા આ વખતે બહુ ભયભિત અને અધિરી બની ગઇ.

ખડેરાવ તેનો હાથ પકડીને એક કાચની મોટી બરણી આગળ લઈ ગયો, અને કહ્યુ. "જુઓ!"

વિણા તે જોતાની સાથેજ પોકાંર પાડી ઉઠી, અને બેભાન બની પૃથ્વી પર પટકાઇ પડી.

ખંડેરાવના કપાળ ઉપર પરસેવો થઈ આવ્યો. તે પોતાનો પરસેવો લૂછતો લૂછતો બોલ્યો. "મારો નિશ્ચય ખરો છે, ભૂલ થઈ નથી. હવે વધુ નિશ્ચય થયો."

નોકર વિણાને પડેલી જોઇ તેની પાસે દોડી આવ્યો, અને ભય પામેલાની પેઠે બોલ્યો. "અરે! શુ થયું! શુ થયું?"

ખડેરાવે તેનો કાઇ પણ ઉત્તર નહિ આપતા તે બરણીને આલમારી ઉપરથી નિચે ઉતારી નોકરને કહ્યુ. "આ બરણી ક્યાથી આણવામા આવી છે તે મારે જોવુ છે?"

નોકરે જવાબ આપ્યો. "શું આપ તે લઇ જવા માગો છો? ડાક્તર સાહેબે તો ફક્ત આપને પોતાનુ મકાન બતાવવાનુજ લખેલુ છે પણ કોઇપણ ચીજ લઇ જવા દેવાને માટે જણાવેલું નથી."

ખડેરાવે ગભીરપણે તેને જવાબ આપ્યો. "હા! એ વાત ખરી છે, પરતુ અહીંયાંથી આને લઇ જવાને માટેજ હુ અત્રે આવેલો છુ."

•

નોકર આવી રીતે કહેવાથી ભય પામ્યો, તેણે ખંડેરાવને બહુજ નમ્રતાપૂર્વક કહ્યું:-"આપ આ બરણીને ક્યા લઇ જવા માગો છો?"

"પોલિસ ચોકીપર.' ખંડેરાવે જણાવ્યુ.

નોકર કંઇ નહિ બોલતા મૂર્ચ્છિત થઇ પડેલી વિણાના મુખપર તેને સચેત કરવાને સારૂ પાણી છાટવા લાગ્યો. થોડીવારે વિણા ભાનમા આવી. ખંડેરાવે તેને ભાનમા આવેલી જોઈ, નીચા વળી તેના કાનમા કહ્યુ "ગભરા નહિ, ચાલ ઉઠી બેઠી થા. આપણે હવે બ્હાર જતા રહીએ."

વિણાએ બહુજ ધીરેથી પૂછ્યુ "ક્યા જવુ છે?"

"ક્યા તે હવે ઘેર જઇશું"

"ત્યારે ઉપરની બાજુએ જોવુ નથી?"

"ના! ના! જોતી નથી કે તારો ધણી-"

"શુ તેઓ નથી? ત્યારે મારૂ હવે શુ થશે?"

ખંડેરાવે આગળ નહિ જવાબ આપતા તેનો હાથ પકડી ઉઠાડી, અને તેને બ્હારની બાજુએ લઇ ચાલ્યો. તેણે જતા જતા વિણાને જણાવ્યુ કે "જોતી નથી કે તારા ધણીનુ ખૂન થયું છે તેને મારી નાખવામા આવ્યો છે"

"કોણે? કોણે મારી નાખ્યો છે?"

"જેના ઘરમા આપણે આવ્યા છીયે તેણે."

એ પ્રમાણે કહી ખંડેરાવ તેનો હાથ પકડી પોતાની પાછળ

ખેંચતો, તેને બ્હાર લઈ આવ્યો. ભય અને વિસ્મય પામેલા નોકરના મુખમાંથી એક પણ શબ્દ બોલી શકાયો નહિ. તે કાષ્ટના પૂતળાની માફક છાનોમાનો બારણામાંજ ઉભો રહ્યો.

આજે ખંડેરાવનું હૃદય આનંદના વેગથી ઉછળતું હતું. અત્યાર સુધી તેનું મન અનેક મનોવ્યથાઓથી ડામાડોળ થયેલું હતું, તે આજે શાન્ત થયું આટલા પરિશ્રમ પછી ગોકળદાસને યોગ્ય શિક્ષાએ પ્હોચાડવાનો સમય પ્રાપ્ત થયેલો જાણી તેના મનમાં બહુજ સંતોષ થયો.

કંપીત હૃદયે વિણા ખંડેરાવના હાથમાંની કાચની બરણી તરફ એકીટસે જોવા લાગી બ્હારની બાજુએ આવ્યા પછી, દિવાઓનું અજવાળું પડવાથી તે બરણીની અંદર શું હતું, તે વિણા બરાબર રીતે જોઇ શકી. તેનું શરીર અને મસ્તક દુઃખના આવેગથી બહુજ કંપવા લાગ્યું

તે બરણીની અંદરનો હાથ વિણાના જોવામાં આવ્યો. તે હાથને એક આંગળી નહોતી. તે તેના સ્વામિનોજ હાથ છે, એમ તેની ખાત્રી થઈ હતી!

દૃઢાગ્રહી મનુષ્યો તણા, સફળ થતા સહુ કામ,
ધીરજ દૃઢતા હૃદયમાં; સ્હાય કરે શ્રીરામ



# પ્રકરણ ૨૪ મું.

## મરેલો છે કે જીવતો?

જેને રાખે રામ તે, મરે ન મારો માર,
સન્મુખ હોયે શ્રી પતિ, દૂસ્મન શું કરનાર

ખંડેરાવ ખર્ચ કરવામાં કંજુસ હતો, છતાં આજે તે ગાડી ભાડે કર્યા સિવાય રહ્યો નહિ. ભાડાની ગાડીમાં પ્હેલી વિણાને બેસાડી પોતે બેઠો. હાથવાળી બરણી પણ તેણે પોતાની સાથે લીધી. અને ગાડીમાં બેસતાં બેસતાં ગાડીવાનને હુકમ કર્યો:-"ચાલ! ગાડી સીટી પોલિસ ઇન્સપેક્ટર સાહેબની ઓફીસ તરફ લઈ ચાલ બહુજ ઉતાવળે લેજે, કેમકે અગત્યનું કામ છે!"

કોચમેને ઘોડાની રેન પકડી એક હાથે ઘોડાપર ચાબુકનો પ્રહાર કર્યો. ઘોડો પૂર વેગમાં ચાલવા લાગ્યો પાંચ દસ મિનિટની અંદર જમાલપુર સીટી પોલિસ ઇન્સપેક્ટર સાહેબની ઓફીસ આગળ આવી ગાડી ખડી થઇ. ખંડેરાવ વિણાને પોતાની સાથે લઇ પોલિસ ઇન્સપેક્ટર સાહેબના મકાન પર ગયો, અને સઘળી હકીકતથી તેમને માહિત કર્યા. આ વખતે ડેપ્યુટી પોલિસ સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબ પોતાના બંગાલા તરફ ચાલ્યા ગયા હતા, તેથી તરતજ તેઓ બન્ને તેમને બંગલે ગયા, અને તેમને જણાવ્યું વધુમાં ખંડેરાવે સાહેબને વિનંતિ કરી કે-"સાહેબ! જો

વિલંબ કરવામાં આવશે, તો ગુન્હેગાર નાસી જશે. પછી આપની મરજી!"

પોલિસના ડેપ્યુટી સાહેબે હુકમ આપતાં ઇન્સપેકટરને કહ્યુ:–"આવા કામમા ઢીલ કરવી યોગ્ય નથી. બોલો ફરીથી હકીકત જણાવો."

ઇન્સપેકટરે જણાવ્યું:–"પ્હેલાં થોડા દિવસ ઉપર આપે એક ગાડીવાળાના ઘરની તપાસ કરવાનો હુકમ આપ્યો હતો. તે આપને યાદ હશે."

' આપ્યો હશે, યાદ નથી! પછી?"

ત્યાથી આપણને એક કોટ અને જોડા મળી આવ્યા હતા, તે કોટ અને જોડા નરોતમદાસ શેઠના હોવાનુ તપાસ પરથી જણાઇ આવ્યુ હતુ. તે માણસ નાસી ગયો છે એમ કહેવાયુ હતુ. એજ કામમા આપે દામોદર નામના એક ગાડીવાળા ઉપર પકડવાનો હુકમ આપેલો છે"

"હા! હવે મને યાદ આવે છે, ત્યાર પછી શુ તપાસ કરવામા આવી છે? તે માણસ પકડાયો છે?"

"ના! છૂપી તપાસમાં વધુ હકીકત જણાઇ છે. આ મારી સાથે આવેલા છે તેમનું નામ ખંડેરાવ છે."

ખંડેરાવે આગળ આવી સાહેબને સલામ કરી. ખંડેરાવને જોતાંજ સાહેએ પૂછ્યું. "મને લાગે છે કે મે તમને પ્હેલાં કોઇ ઠેકાણે જોયેલા છે."

ઇન્સપેકટરે જવાબ આપ્યો "હા! સાહેબ જોયા હશેજ! નરોતમદાસના ભાઇએ આ ખંડેરાવને તેના ભાઈની તપાસ કરવાને માટે રોકેલા છે. તેઓને તપાસ કરતાં કેટલીક બાતમી મળી છે, તેથી એમ જણાઈ આવે છે કે એક વધારાનું ખૂન થયું છે."

"શું આ વખતે પણ પાછું ખૂન થયું છે? કોનું ખૂન થયેલું છે?'

ઇન્સપેકટરે જવાબ આપ્યો. ખંડેરાવ આપને સઘળી હકીકત જણાવે છે સાહેબે ખંડેરાવના તરફ પોતાની દૃષ્ટિ ફેરવી. તરતજ ખંડેરાવે કહ્યું. "દામોદર ગાડીવાળાના ઘરની તપાસ કરવામા આવી ત્યારે હું હાજર હતો. આજે તેની સ્ત્રી પણ અહીંયા આવી છે."

સાહેબે તરતજ તેને બોલાવવા માણસ મોકલ્યો.

ખંડેરાવે પોતાની વાત શરૂ કરી. "એ ઘરની જડતી લેવામા આવી તે ઉપરથી મારા સમજવામા આવ્યું હતું કે, દામોદર નરોતમદાસના ગૂમ થવા સબંધીની કાંઈ પણ હકીકત જાણતો હોવો જોઇએ, અવસ્ય તે બાબનમા તેનો હાથ હોવોજ જોઇએ!"

"હા! હા! એજ દામોદરના નામ ઉપર આ ઓફીસેથી પકડ હુકમ કાઢવામાં આવેલો હતો, તે હવે મને બરાબર યાદ આવ્યું."

હજી સુધી તે પકડાયો નથી. પરંતુ ગૂમ થઈ ગયો છે.

એમ તેની સ્ત્રીનુ માનવું છે, છતાં મને માનવાને અનેક કારણો મળ્યાં છે કે તેનુ પણ ખૂન થયેલુ છે."

"તમે કેવી રીતે જાણ્યું, કે તેનુ ખૂન થયું છે?"

"આજે હુ અને આ દામોદરની સ્ત્રી એક દાક્તરના ઘરમા તપાસવા માટે ગયેલા હતાં"

"કીયા દાક્તરના ઘેર ગયાં હતા?" પોલિસના ડેપ્યુટીએ વિણાને પૂછ્યું

"દાક્તરને ઘેર ગયા હતા! તેનુ નામ તો મને ખબર નથી, પરતુ દાક્તરનું ઘર હતું. તે હુ જાણુ છુ!"

ખડેરાવે આગળ ચલાવ્યું. "આ સ્ત્રીનો સ્વામિ એજ દાક્તરને ઘેર બેચાર દિવસ ઉપર ગયો હતો, પરતુ ત્યાર પછી ત્યાથી બહાર આવવા પામ્યો નહોતો. તેની સાથેનો સોબતી બ્હારની બાજુએ તેની રાહ જોતો ઉભો રહ્યો હતો, તેણે પણ તેને બ્હાર નિકળતો જોયો નહોતો તેના તે સોબતીનુ મૃત શબ એજ દાક્તરના ઘર આગળ નિચેની બાજુએ પડેલુ મળી આવ્યું છે."

"હા! તે હકીકત મારા જાણવામા આવી છે."

"એ માણસના મનમા ખાત્રી થઈ હતી કે, દામોદરને દાક્તરે પોતાના ઘરમા અટકાવી રાખ્યો છે, જેથી તે દામોદરની આ ઉભેલી છે તે સ્ત્રીને લઇ જુદા લેબાસમા દાક્તરને ઘેર રાત્રે યુક્તિથી ગયો હતો. ઘરના બારણા બારીઓ બધ હોવાથી એ મરનાર માણસ લાલદાસ જીનાપર થઇ ઉપર ચડયો, અને ત્યાંથી પડી જવાથી મર્ણ પામ્યો છે.

"ત્યાર પછી ?"

"આ દામોદરને એક આંગળી હતી નહિ. એક હાથે ફક્ત ચારજ આગળીયો હતી."

"બરાબર છે! તેના ચેહેરા પત્રકમા એ હકીકત જણાવવામાં આવેલી છે."

"એ સિવાય ગાડી નીચે હાથ આવી જવાથી, તેના હાથમાં એક દાઘ પણ પડેલો છે."

"ઠીક! હવે વધુ શું થયું છે તે જણાવો. ટુકામા હકીકત સમજાવી દો. નકામો વખત કાઢવો એ ઠીક નથી."

"મે તે દાક્તરના ઘરમા પેસી તેનુ સઘળુ ઘર તપાસ્યું છે તપાસ વખતે દાક્તર તેના ઘરમા હાજર નહોતો. તેના ઘરમાથી આ એક કમરે બાંધવાનો રૂમાલ મળ્યો છે દામોદરની સ્ત્રી તે પોતાના ધણીનો છે એમ જણાવે છે

"તેથી એમ જણાય છે કે તે માણસ તે ઘરમાં ગયેલો હોવોજ જોઇએ ?"

"ફક્ત એટલુંજ નહિ, પરતુ મને ત્યાંથી આ એક કાચની બરણી મળી આવી છે આપ જોશો તો જણાશે કે તેની અદર એક હાથ છે, અને તે હાથને ચાર આંગળીઓ છે એક આંગળીછે નહિ. હાથની અંદર એક દાઘ પણ છે આ સ્ત્રી કહે છે કે તે મારા સ્વામિનોજ હાથ છે."

"કેવો ભયાનક બનાવ! એ દાક્તર કોણ છે ?"

"એ દાક્તરનું નામ ગોકળદાસ કવિ છે.

"ગોકળદાસ કવિ?"

એ બોલતાની સાથેજ ડેપ્યુટી ખુરસી ઉપરથી ઉભો થયો, અને બોલવા લાગ્યો "ગોકળદાસ કવિ-દાક્તર ગોકળદાસ! પેલો નાટકી શું તે આવા ખાટકીના કામ કરે છે? મને લાગે છે કે જે માણસ આજે તને પકડવાનો હુકમ માગવા આવ્યો છે, તે પણ તેના ઉપરનુજ માગતો હશે"

ખડેરાવ અને ઇન્સપેકટર બન્ને જણા આ વાત જાણી આશ્ચર્ય પામ્યા. તેઓ બન્નેએ પૂછ્યું. "તે વળી શું છે સાહેબ?"

"તે પણ એક ખૂનની બાબતમાજ છે! એજ તે દાકતર ગોકળદાસને-"

ખડેરાવે વ્યગ્ર ચિત્તે ફરીથી પૂછ્યું-' શુ તે આજ મુકરદમાના સબધમા છે?"

"ના! એક સારા માણસે અહીંયા આવી મને જણાવ્યુ છે કે, એ દાકતરે મારૂ ગળુ દબાવીને મારી નાખવાનો પ્રયત્ન કર્યો હતો, પરતુ પોતે બહુજ મહેનતે બચી ગયો છે."

' એ માણસનુ નામ આપ સાહેબને માલમ છે?"

"ના! આ પાસેનાજ રૂમમા તેને બેસાડવામા આવ્યો છે. તેની વાત ઉપર મને બરાબર વિશ્વાસ નહિ આવવાથી, મે તેને સઘળી હકીકત લખી આપવાને જણાવ્યું છે જે તે આ પાસેના રૂમમાં બેસીનેજ લખે છે."

ખંડેરાવ બહુજ આશ્ચર્ય પામતાં પૂછવા લાગ્યો. "શું નરોતમદાસ અહીંયાં આ રૂમમાંજ છે? શુ કહો છો?"

"હા! હા! કેટલીવાર કહું કે તે આ સાથેના રૂમમાંજ બેઠો છે! તે ગોકળદાસ ડાકતરના નામ ઉપરજ પકડ હુકમ મેળવવાને અરજ ગુજારે છે તે કહે છે કે જો વાર કરવામાં આવશે, તો પછીથી તે પકડાશે નહિ."

"સાહેબ! મારૂ પણ તેજ કહેવુ છે, અને તેટલા માટેજ હુ પણ આપની પાસે અત્યારે આવેલો છુ. આજ તે ડાકતર ઘેર નથી. કાલે સ્હવારમા વ્હેલો આવવાનો છે. જો કોઇ પણ રીતે તેના ઉપર વારંટ છે, એમ તેના જાણવામા આવશે તો તે નાશી જવા ચૂકશે નહિ. તેનુ પાપ પ્રગટ થયુ છે, એમ જાણતાની સાથે જરૂર તે જતો રહેશે અને પછીથી તે હાથમા આવવો મૂશ્કેલ થશે"

તરતજ સાહેબે પોતાના ટેબલ ઉપર રાખવામા આવેલી ઘંટડી વગાડી. પેરા ઉપરનો પોલિસ આવી હાજર થયો, તેને સાહેબે કહ્યુ. "આ પાસેના રૂમમા એક ગૃહસ્થ બેઠેલો છે"

"હા સાહેબ! તે લખી રહ્યા છે"

"તેને એક વખત અહીંયા બોલાવી લાવો"

નરોતમદાસ તરતજ આવી ઉભો રહ્યો, આ વખતે તેનુ શરીર દુબળ, અને ફીક્કુ બની ગયેલુ હતુ તો પણ તે જીવતો છે, એ બાબતમા કાંઈ શંષય ઉત્પન્ન થાય તેવુ નહોતુ.

સાહેબે નરોત્તમદાસને કહ્યુ "શેઠ! મને અધાપી આપની

વાત ઉપર વિશ્વાસ આવ્યો નહોતો, તેથીજ મેં પ્હેલા આપને આપની સઘળી હકીકત લખી આપવા જણાવેલું હતું. અત્યારે આ લોકો પણ તમારી માફક ગોકળદાસના નામનુજ વારંટ મેળવવા માગે છે. આ સ્ત્રીના ધણીનુ ગોકળદાસે ચોક્કસપણે ખૂન કરેલુ છે. તેમજ આપનુ ખૂન કરવાના સબંધમા પણ તેના નામ ઉપર વારંટ કહાડવામા આવે છે."

"તે માણસ ગમે તે કરી શકે તેવો છે.' નરોતમદાસે જણાવ્યું.

'મે તેના નામ ઉપર વારંટ કાહાડવાનો હુકમ આપ્યો છે. ઇન્સપેકટર અને તમે જઇ આ વારંટથી તેને પકડી કેદ કરી શકશો."

ખંડેરાવે આ વખતે સાહેબને જણાવ્યુ. "સાહેબ! મ્હારે પણ સાથે જવાની જરૂર છે."

"કેમ?" સાહેબે પ્રશ્ન કર્યો

"કદાપિ કાંઈ અડચણ કરે, અગર તો ગરબડ કરી નાશી જવાનુ કરે, તો હુ તેને ઓળખી કાઢી બતાવી શકુ તેમ છું. હુ તેને બરાબર રીતે ઓળખુ છું."

"ભલે! એમા કાઇ પણ હરકત નથી. તમે પણ સાથે જાઓ!'

ઈન્સપેકટર, વિણા, ખંડેરાવ અને નરોતમદાસ તરતજ સાહેબના બંગલામાંથી બ્હાર નિકળ્યા. ખંડેરાવે નરોતમદાસની પાસે આવી કહ્યું. "આપના જાણવામાં નહિ હોય, કે હુ

આપની તપાસ માટેજ રોકાયલો છું. આપના મળવાથી હજાર રૂપીયા મને મળવાના છે."

"તે કેવી રીતે ?" નરોતમદાસે આશ્ચર્ય પામતાં પૂછ્યું.

"આપના ભાઇએ આપની તપાસ કરી શોધી કાઢવા મને નિમેલો છે. આપને શોધી કાઢવા બદલ એક હજાર રૂપીયા મ્હેનતાણુ આપવાનુ મારી સાથે તેમણે નક્કી કરેલુ છે તે સિવાય ઇનામ તો જુદુજ મળશે."

"ઠીક! તો એ દૂરાત્મા નરપીશાચ દાકતર ગોકળદાસને પકડો. હુ તમને એક હજાર રૂપીયા મ્હેનત બદલના અને બીજા બેહજાર રૂપીયા ઇનામના આપીશ"

"હવે તે ક્યા જવાનો છે ? કાલે જે વખતે તે ઘેર આવશે, તેજ વખતે હુ તેને પકડી હાથ કડી પ્હેરાવીશ આજે આખી રાત્રી તેના ઘર આગળજ તેના આવવાની રાહ જોતો ઉભો રહીશ"

"જો જો! નાસી જાય નહિ!"

"હવે નાશી શુ જાય છે?"

કર્યું પાપ પાતાળમા, પ્રગટ થાય કો વાર.
છાપરે ચઢીને છીંકતુ, કહે આવું મ્હાર

# પ્રકરણ ૨૫ મું.

## પાપીને પાપનો બદલો.

કૃત જેવા જન આદરે, તેવા તે ફળ ખાય,
કુકર્મ કર્ત્તાને કદિ, શાન્તિ સમીપ ન થાય

રાત્રીના દશ વાગ્યા પછી રાત્રીનુ ભોજન પરવારી પોલિસ ઇન્સપેકટર, ખંડેરાવ અને બે પોલિસના સિપાઇઓને સાથે લઈ દાકતર ગોકળદાસના ઘર આગળ ગયો

ઇન્સપેકટરે દાકતરના બંધ બારણાને ખખડાવ્યુ નોકરે આવી તરતજ તે ઉઘાડયુ તેને ઇન્સપેકટરે પૂછયુ ' દાકતર ઘરની અંદર છે કે ?"

" ના ! તેઓ તો બ્હારગામ ગયા છે, કાલે સ્હવારે વ્હેલા આવનાર છે "

" ઠીક ! અમો તેમને મળવાને આવ્યા છીએ, માટે રાત્રે અહીજ રહેવાના છીયે

એ પ્રમાણે કહી ઇન્સપેકટર ખંડેરાવ અને બે પોલિસના કોનસ્ટેબલો નોકરને બારણા આગળથી દૂર ખસેડી ઘરની અંદર પેઠા, અને તેમણે પોતાના હાથેજ બારણા બંધ કર્યા.

અંદર જઇ ઇન્સપેકટરે નોકરને પૂછયુ. " ઘરમાં બીજા કોઇ નોકર ચાકર છે કે ?"

"હાજી! છે."

"તે ક્યાં છે?"

"તે તો રાત્રે પોતાને ઘેર સુવા જાય છે, ફક્ત હુ એકલોજ અહિયા રાત્રે સુઇ રહુ છુ."

"દાક્તરના બૈરી છોકરા કયા છે?"

"તેઓ તો તેમના બાપને ત્યા ગયા છે."

"તે સિવાય બીજુ કોઇ છે?"

"નાજી! બીજુ કોઈ નથી"

"ઠીક! ત્યારે તુ અમારી સાથે અહિયાજ નિરાતે સૂઇ જા, અહિયાથી કયાઈ જઇશ નહિ, તેમ કોઇને પણ જણાવીશ નહિ, કે અમો અહિયા આવ્યા છીયે, નહિ તો તારે મુસીબતમા ઉતરવુ પડશે, અને કેદમા પૂરાવુ પડશે."

આખી રાત્રી તે સઘળાઓએ ત્યા જાગતાજ વ્યતિત કરી.

પ્રાત.કાળ થતાજ કોઇએ આવીને બારણુ ઠોકયુ, નોકર ખખડાટ સાભળી એકદમ ઉભો થયો, અને કહેવા લાગ્યો 'સાહેબ! દાકતર સાહેબ આવ્યા છે"

ઇન્સપેકટર સાહેબે કહ્યુ "તુ ઉભો રહે, હુજ બારણુ ઉઘડાવુ છુ

એક પોલિસના સિપાઇને હુકમ મળતા બારણુ ઉઘાડયુ, અને તે બારણા પાછળ દાકતર ના દેખે તેવી રીતે સતાઈ ગયો, દાક્તરે તે જોયું નહિ. દાક્તર ઘરની અદર કેટલાંક પગલા

આગળ આવ્યો, કે પાછળથી છૂપાયેલા પોલિસે બારણું બંધ કરી દીધું. પાછળની બાજુએથી બારણાને બંધ થતાં સાભળી અને સ્હામે ઉભેલા ઈન્સપેકટર આદિકને જોઈ દાક્તર અચંબો પામ્યો. ઇન્સપેકટરની સાથે પોલિસ અને ખડેરાવને જોવાથી તેના મનમા ભયનો સંચાર થયો તે તરતજ પોતાના મનમાં સમજી ગયો છતા તેણે જરા ક્રોધની દૃષ્ટિ દેખાડતાં ઇન્સપેકટરને પૂછ્યું " આ બધુ શું છે તમે બધા કેમ આવ્યા છો ? "

ઇન્સપેકટરે તરતજ પકડ હુકમ બતાવી પોતાની સાથેના પોલિસને હુકમ કર્યો " આને હાથ કડી કરો–તરતજ પોલિસના બન્ને સિપાઇઓએ દાક્તર પાસે આવી દાક્તરના બન્ને હાથ મજબૂત રીતે પકડી લીધા "

દાક્તરે પૂછ્યું " મને શા માટે કેદ કરો છો ? "

ઈન્સપેકટરે જવાબ આપ્યો આપે ખૂન કરેલું છે તે માટે

" ખૂન ! '

" હા, ખૂન ! શુ કહેવા માગો છો ? '

દાક્તરનું સઘળુ શરીર થરથર કંપવા લાગ્યું, તેનો કંઠ રૂંધાઇ ગયો, તેના નેત્રો ફાટી ગયા તે પોતાના ખીસ્સામાં હાથ ઘાલવાનો પ્રયત્ન કરવા લાગ્યો. .

તેને તેમ કરતો જોઇ ઇન્સપેકટરે આખ ફેરવી કહ્યું. " ચાલ ! ખીસ્સામાથી હાથ બહાર કહાડી લે, અને હાથ બ્હાર રાખ. સારો માણુસ જાણીને હુ તને હાથ કડી ચડાવવા માગતો નથી તેથી ચાળા કરે છે કે ? "

"તેમ કરવું હોય તો તેમ કરો. તેટલા માટે તો તમે મને પકડયો છે. શું તમે મને ખરી રીતે પકડયો છે?"

"હા જુઓ, આ તમારા નામનો પકડ હુકમ છે દામોદર ગાડીવાળાનુ તમે ખૂન કરેલુ છે, તે ખૂન કરવાના ગુન્હા માટેજ તમને ગીરફતાર કરવામા આવ્યા છે.

"મે તેનુ નામ સુદ્ધા પણ સાભળેલુ નથી તો પછી ખૂન તો ક્યાથીજ કર્યુ હોય? મને લાગે છે કે તમને કોઇએ વ્હેમમા નાખ્યા છે."

આ વખતે ખડેરાવે કહ્યુ "દાક્તર! તેમને કોઇએ ભરાવ્યું નથી કે ભમાવ્યા નથી તે બાબતમા નિશ્ચિત રહેવું"

દાક્તર વાઘની માફક કરડી નજરે ખડેરાવના તરફ જોતો બોલ્યો "કાંઈ પણ વાત તમે તેમને જણાવી નથી"

ખડેરાવે કહ્યુ "તમે ઘણા માણસોને કસાઇ જેમ બકરા કાપે છે, તેમ કાપ્યા છે અને તેમના શરીરના કકડે કકડા કરી નાખ્યા છે જેમાના એક માણસનો હાથ મળી આવ્યો છે સાહેબ! એવા ઘણા માણસોના કકડા કરી આપના ઓરડાની અદર મોટી મોટી બરણીઓમા આપે ભરી મૂક્યા છે. તમારા જેવો બદમાસ અને ચતુર બુદ્ધિમાન ચાલાકી વાપરતા એટલુ ચૂકયો એ ઇશ્વરનો ઉપકાર છે માણુસ ગમે તેવો ચતુર હોય છે, પરતુ પરમાત્મા તેને તેના પાપનો બદલો અપાવવા માટે ભૂલાવે છે, જેથી કાઇને કાઇ ચીન્હ સગ્રહી રાખે છે તમે તે માણસનુ

ખૂન કરી તેના શરીરના ટુકડે ટુકડા કરી નાખ્યા, છતાં સતોષ પામ્યા નહિ, પણ વચ્ચે વચ્ચે પોતાના પરાક્રમને નિહાળી આનદ પામવાને માટે એક ખડમા મોટી બરણીમા અર્ક ભરી તેનો હાથ રાખવાની હીમ્મત કરી છે. એ તમારી કેવી વિચિત્રતા અને નિચતા છે ?

ડાક્તરે તેના કહેવાનો કાંઈ પણ ઉત્તર આપ્યો નહિ. તેને પોતાના પગ નિચેથી પળે પળે પૃથ્વી સરી જતી હોય, તેવુ જણાવા લાગ્યું. તે પોતે પોતાના મનની અદર ગભીર નરક-યાતના ભોગવતો હોય તેવુ જણાયુ ચારે તરફ અધકાર છવાઈ ગયેલો હોય, તેવો ભાસ થવા લાગ્યો એ અધકારમા ચારે તરફ નરક સમાન અતિ ભયકર દેખાવો તે જોવા લાગ્યો

"પાપીને પાપનુ ફળ પ્રાપ્ત થવા લાગ્યુ. "સન્મિત્ર કે શયતાન"નુ સ્વપ્નુ તે જાગૃતાવસ્થામા સ્વપ્ન સમાન અનુભવવા લાગ્યો "દોસ્ત થઇ દુશ્મનનુ" કાર્ય કરનારનુ આખરે શુ પરિણામ આવે છે તેનુ હવે તેને પુરેપુરૂ ભાન થવા લાગ્યુ.

સ્વાર્થી કદી નવ પેખતા, મિત્ર અને મેહેમાન,
દોસ્ત બની દુશ્મન તણુ, કમે કાય શયતાન



# ઉપસંહાર.



જેવુ વાવેતર કરે, તેવા પાકજ થાય.
બાવળ વાવી આમ્રની, આશા કેમ રખાય

દાક્તર ગોકળદાસને પોલિસના અધિકારીઓ હાથ કડી ચઢાવી આખરે પોતાની સાથે લઇ ગયા, અને ન્યાયાસન સમક્ષ ઉભો કર્યો દાક્તર પર નરોતમદાસનો પૂરાવો લેવામા આવ્યો, જ્યા તેણે કોર્ટની સમક્ષ સઘળી હકીકત જાહેર કરી ખડેરાવ અને દામોદરની સ્ત્રીની જુબાનીઓ પણ લેવાઇ મોતીબાઇની હકીકત કોર્ટને માલમ પડતા, ગોકળદાસનુ ઘર તપાસવામા આવ્યુ, જ્યાથી મોતીબાઇનુ શબ મળી આવ્યુ જે ચાર દિવસ ઉપરાતથી મરી ગયેલી હોય તેવુ જણાયુ

પાપીનીને તેના પાપનુ ફળ પાપાત્માએ પ્હેલેથી આપ્યુ હતુ.

દાક્તરની આરોપી તરીકે જુબાની લેવાઈ તેને પોતાનો બચાવ કરવા માટે પૂછાયુ બચાવની બારી નહિ હોવાથી, તેણે સઘળુ ખરેખરૂ કબુલ કર્યુ, અને પાપનો પશ્ચાતાપ કરતા કહ્યુ "બચાવ! મ્હારો બચાવ! મારો બચાવ શુ ? કેમ કે.–

કીધા છે કર્મો બહુ કાળા, નિજ હાથથી પૈસા માટે.
સસારમા શ્રીમત બનવા, આશા ખાટી ધરી ખાતે
જોયુ નથી મે મ્હારૂ ત્હારૂ, જોયો નથી સન્મીત્ર મે,
શયતાન સમ શયતાન બની અતિ, ચિતર્યા ખુની ચિત્ર મે

મારે બચાવ કરવો નથી. હું દોષિત છું ! કરેલાં કૃત્યનો બદલો મેળવવાને તૈયાર છું પરંતુ મરતા પહેલાં ફક્ત મારી નરોતમદાસને મળવાની ઇચ્છા છે !

નરોતમદાસ કોર્ટમાં હાજરજ હતો તેથી તેના તરફ ફરી દાક્તરે કહ્યું –

દાસ ! દાસ !

સન્મીત્ર બની શયતાન સમ, મેં કર્યા છે તુજથી કામો
દોસ્ત થઈ દુશ્મનની ગરજ સારી અસાર તુજ મેં કર્યો નકામો
તે પાપનો બદલો મળે છે, પાપ આજ પ્રતાપથી.
રક્તમય રંગી કુડ હાથે, હામાઉં હું હાથથી
પાપ તેમાં દોસ્ત ન્હાગે, કાંઈ હું જાતો નથી
કરેલું હું ભોગવું છું, વિશ્વાસઘાતી છું અતિ

દાક્તાર પર ખૂનનો અને ખૂનની કોશીષનો આરોપ સાબીત થયો, જ્યુરીના સદગ્રહસ્થોએ તેને દોષિત જાહેર કર્યો. ન્યાયાધિકારીએ જ્યુરીના મતને મળતા થઇ તેને ફાંસીની સજા ફરમાવી અને દાક્તરને કરેલો ઠરાવ વાચી સંભળાવ્યો.

દાક્તર અત્યાર સુધી પોતે પૂર્વેનાજ પ્હેરેલા કપડામા હતો તેણે પોતાની પાસે ગુપ્તપણે એક ન્હાની પિસ્તોલ છૂપાવી રાખી હતી ફાંસીને લાકડે લટકી હજારો માણસની મેદનીમા મરવા કરતા પોતાને હાથેજ પ્રાણની આહુતિ આપવાનું તેણે યોગ્ય વિચાર્યું, અને તે કોર્ટના ઉઠતા પ્હેલાજ બે શબ્દો બોલ્યો:–

ક્રુકર્મોનો બદલો કાળો, મળે છે આ કળીયુગમાં,  
દુનિયાના લોકો દેખો, ભોગવું છું આ યુગમાં.  
કીધા મેં કાળા ધોળાં, આ અવનિમા જેને માટે;  
સાથે તે નથી આવતાં, જાયે જીવ જીવ સાટે  
મેં હોમ કીધો મનુષ્ય રૂધીરં, રૂધીર મૂજ રોળાય છે,  
ખૂનને બદલે ખૂની આ, ફાસીએ ટીંગાય છે!

બસ, એજ મારો ન્યાય મ્હારે હાથે થાય છે લોકોના જે હાથે મે ખૂન કીધા હતા, તેજ હાથે મ્હારા પોતાનુ ખૂન થાય છે એમ કહેતાની સાથેજ પોતાની પાસે ગુપ્ત રાખેલી પિસ્તોલ તેણે પોતાના હૃદયમાં છોડી તરતંજ તરફડીયા ખાતા તેનો પ્રાણ પૃથ્વી પર કરેલા પાપનો ન્યાય પરમાત્માની હજુરમા મેળવવાને માટે ચાલ્યો ગયો.

ખંડેરાવને તેની મ્હેનતના બદલામા જગન્નાથે એક હજાર રૂપીયા આપ્યા, તેમ નરોત્તમદાસે પણ પોતેજ કરેલુ બે હજારનુ ઇનામ અર્પણ કર્યુ

કર્મ કરે તે ભોગવ, એ કુદરતનો ન્યાય,  
શુભ કરતાનુ શુભ બને, ભૂંડ ભૂંડ થાય

સમાપ્ત

છપાય છે!    વહેલો તે પહેલો.    છપાય છે!!

# અગાઉથી ગ્રાહક થઈ નામ નોંધાવો.

**શ્રી સ્વામિનારાયણ સંપ્રદાયના અનુયાયી સત્સંગીઓને**
**અહરનિસ મનન કરવા યોગ્ય.**

સર્વદા ખીસ્સામાં સાથે રખાય તેવા કદની

**શ્રી સહજાનંદ સ્વામિની બે મનહર છબીઓ સાથે**

# "શ્રી સહજાનંદ સુબોધિની."

ન્યોછાવર માત્ર રૂ. ૦-૮-૦

---

પ્રત્યેક વૈષ્ણવોને અત્યંત મનન કરવા યોગ્ય અનેક
વૈષ્ણવ ગ્રંથોનું સંશોધન કરી ઉપજાવેલો

# "વૈષ્ણવોનો સાંક્ષિપ્ત ઇતિહાસ."

ન્યોછાવર રૂ. ૦-૮-૦

પ્રસિદ્ધ કર્ત્તા

**શંકરલાલ નાથજીભાઇ શુકલ.**

માતર નિવાસી

નામ નોંધાવાનુ ઠેકાણુ

**રા. રા. માણુભાઈ બાબારાવ દ્વિવેદીયા.**

**ભરૂચ.**

પ્રસિદ્ધ કર્ત્તા પાસેથી—ઠાસરા.

છપાઈ બહાર પડી છે !!!

# "મણિકાન્ત-કાવ્યમાળા."

## ( આવૃત્તિ બીજી )

લેખક, "મણિકાન્ત" હળવદવાસવાળા.

### ઉત્તમ પ્રકારની ગઝલોનો ભંડાર.

નીતિ, ભક્તિ, શૃંગાર, વૈરાગ્ય તથા પ્રસ્તાવિક કાવ્યોથી ભરપૂર. ઉંચા કાગળો ઉપર છાપેલું પાકી બાંધણીનું સોનેરી ત્રણ નામવાળું ૩૦૦ પાનાનું દળદાર પુસ્તક છતા કીમત માત્ર રૂ. ૧-૪-૦. પોસ્ટેજ જુદુ

મળવાનું ઠેકાણું:-

**હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર.**

૨૬૩૦—પાનકોર નાકા—અમદાવાદ.

તથા

**શંકરલાલ મગનલાલ પંડ્યા.**

ઠે. ગાયવાડી માધવજી ઠાકરસીનો માળો—મુંબઈ.

પોસ્ટ નં. ૨

## અમારા તરફથી બહાર પડેલી
## રસિક નવલકથાઓ.

| | | |
|---|---|---|
| રતિસુંદરી | ૧–૮–૦ | સચિત્ર–આવૃત્તિ બીજી. |
| ગુર્જરી–મુંબાઇની શેઠાણી | ૧–૪–૦ | આવૃત્તિ બીજી |
| મિલન–મંદિર | ૧–૪–૦ | |
| કુંદન અને કુસુમ ભાગ ૧ લો | ૦-૧૨-૦ | સચિત્ર–આવૃત્તિ બીજી |
| કુંદન અને કુસુમ ભાગ ૨ જો | ૦-૧૨-૦ | સચિત્ર–આવૃત્તિ બીજી |
| કુંદન અને કુસુમ ભાગ ૩ જો | ૦-૧૨-૦ | |
| કુંદન અને કુસુમ ભાગ ૪ થો | ૦-૧૨-૦ | |
| કુંદન અને કુસુમ ભાગ ૫ મો | ૦-૧૨-૦ | |
| પદ્મલતા યાને કંટકમાં ગુલાબ | ૧–૪–૦ | |
| તરૂણતપસ્વિની | ૧–૮–૦ | |
| કુમુદકુમારી | ૧–૮–૦ | સચિત્ર-આવૃત્તિ બીજી |
| કુસુમ લતા (એક રસિક નોવેલ) | ૧–૦–૦ | |
| સુગુણ સવિતા ” | ૦–૮–૦ | |
| વિશ્વજીત ઉર્ફે વિશ્વાસઘાત | ૦–૮–૦ | |
| વિશ્વપ્રભા | ૦–૮–૦ | |
| શશિમાળા | ૦–૮–૦ | |

આ સિવાય અમારી તથા મુંબાઇની છાપેલી ઘણી જાતની નોવેલો અમારી દુકાનેથી કીફાયત ભાવેથી મળશે

મળવાનું ઠેકાણું –

**હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર**

પાનકોર નાકા–અમદાવાદ